મુંબઇ ઇલાકાનું સરકારી કેળવણી ખાતું.

# સંસ્કૃત માર્ગોપદેશિકા.

સર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર

એમ. એ.-પી. એચ્. ડી.-એલ. એલ્. ડી.-ઈ. ઇ.

વિરચિત

સંસ્કૃત પાઠાવલી.

શ્રીધર રામકૃષ્ણ ભાંડારકર એમ. એ.

સંશોધિત.

ગુજરાતી ભાષાંતર રચનાર

મલ્હાર ભિકાજી બેલસરે,

વાઈસ પ્રિન્સિપાલ ગુજરાત ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.

દશમી આવૃત્તિ.

અમદાવાદ.

જયંતીલાલ નારણલાલ મોતીલાલ શાહ.

બુકસેલર એન્ડ પબ્લિશર.

સંવત ૧૯૮૫ પ્રત ૫૦૦૦. સને ૧૯૨૯.

મૂલ્ય ૧-૦-૦ રૂપીઓ.

अथ

# मार्गोपदेशिका

संस्कृतं जिज्ञासूनाम् ।

——(०)——

एम ए·पी. एच्. डी-एल. एल. डी. इत्याद्युपपदावलिधारिणा
अनेकविद्वत्परिषत्संमानितेनाध्यापकवर्येण
भाण्डारकरकुलोत्पन्नेन गोपालसूनुना
रामकृष्णेन

विरचिता ।

तत्सूनुना एम्. ए.-इत्युपपदभृता
श्रीधरेण संशोधिता ।
तदन्तेवासिना
वेलसरे इत्युपाह्वेन
भिकाजि सूनुना मल्हारेण
भाषान्तरं नीता च ।

दशम्यावृत्तिः

मूल्यम् १ रूपकः ।

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

**डाक्टर रामकृष्ण गोपाळ भांडारकरनी मार्गोपदेशिका** આધુનિક કાળના વિદ્યાર્થિઓને સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવામાં પહેલું પગલું છે. તેની પદ્ધતિ અને રચના સર્વત્ર પ્રતિષ્ઠા પામી છે. ધીમે ધીમે વિદ્યાર્થિઓ એકેક પગલું આગળ વધીને, ટુંકી મુદ્દતમાં અંગ્રેજી જેવી અતિ ભિન્ન અને અતિ અપરિચિત ભાષામાં બીજા વિષયનો અભ્યાસ ચલાવી, સંસ્કૃત જેવી નષ્ટ-જીવિત પણ પ્રૌઢ ભાષામાં વ્યુત્પન્ન બની, ગીર્વાણવિદ્યાભાણ્ડાગારના અધિકારી થાય છે.

**मार्गोपदेशिका**ની સરણીનો લાભ ગુજરાતી વિદ્યાર્થિઓ લઈ શકે, એવા હેતુથી રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બિ. એ. તરફથી આગળ તેનો ગુજરાતી તરજુમો પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. તેની નકલો ખપી ગયાથી, ફરી છપાવવાની જરૂર જોઈ, **डाक्टर**ની રજાથી **આ નવી આવૃત્તિ** તૈયાર કરી છે.

પહેલાંના આવૃત્તિ રા. રા. કેશવલાલે ઘણો શ્રમ લઈ બનાવેલી હતી, તેથી આ નવી આવૃત્તિમાં થોડોજ ફેરફાર કરવો પડ્યો છે. ફક્ત કેટલાએક દુર્બોધ સ્થળમાં સુગમતા લાવવાને યત્ન કર્યો છે. પરંતુ, આ આવૃત્તિની વિશેષતા એટલીજ છે કે, હાલના દિવસમાં કેળવણીના વધારાને લીધે ગુજરાતીમાં સંસ્કૃત શબ્દો સાધારણ રીતે વાપરવામાં આવ્યાથી, સુગમ થયા છે; તેથી ગુજરાતના વિદ્યાર્થિઓને ઈંગ્રેજી, અથવા યુરોપના વિદ્યાર્થિઓને ગુજરાતી કે સંસ્કૃત, શિખવવું હોય ત્યારે, જે પદ્ધતિ અનુસરવી પડે છે, તેવી પદ્ધતિ રા. રા. કેશવલાલની આવૃત્તિમાં દેખાય છે. "**धन**" શબ્દનો અર્થ, ગુજરાતના વિદ્યાર્થિઓને, શિખવવો પડે તેમ નથી; ત્યારે "**धन**" શબ્દની આગળ તેનો અર્થ સમજાવવા "દોલત" લખવાથી "**धन**" શબ્દ અપરિચિત છે, એવો ભાસ વિદ્યાર્થિ-

ઓના મનમાં ઉત્પન્ન કરવામાં આવે છે; વળી "घन" શબ્દ અપરિચિત છે, અને તે નવો શિખવો છે, એવો ભાસ થયા પછી તેની આગળ સ્ત્રીલિંગનો "દૌલત" શબ્દ મૂકવાથી, તે સંસ્કૃતમાં સ્ત્રીલિંગનો હશે, એવો બીજો ભાસ ઉત્પન્ન થાય છે, તે દૂર કરવા, તે નપુંસક લિંગનો (નાન્યતરજાતિનો) છે, એવું વધારે ગોખવાની વિદ્યાર્થિઓને જરૂર પડે છે; અને, એવી રીતે સંસ્કૃત શિખવાથી અજ્ઞાન દૂર કરવું, સંપાદન કરેલા જ્ઞાનમાં વધારો કરવો, અને વિદ્યાર્થિઓનો માર્ગ સુગમ કરવો, એવો मार्गोपदेशिकानो —અથવા બધાં પુસ્તકોનો—જે હેતુ છે, તે નિષ્ફળ થાય છે. તેમજ "बुध्" ધાતુનો અર્થ "જાણવું" રહ્યાથી વિદ્યાર્થિઓનો શ્રમ અનેક રીતે વ્યર્થ વધે છે.

હાલના વખતના કેળવણીના વધારાનો લાભ લઇને, વિદ્યાર્થિઓનો શ્રમ ઓછો કરવાનો પ્રયત્ન કરીએ, તો "घन" શબ્દનો અર્થ આપવાની જરૂરજ નથી. સંસ્કૃત ભાષામાં શબ્દની જે જાતિ હોય, તેજ જાતિ તેની ગુજરાતીમાં પણ હોય છે, એવો નિયમ સામાન્ય છે; તેને અપવાદ છે ખરા, પણ તે ઘણા થોડા છે, તેથી, અપવાદક સ્થળોમાંજ સંસ્કૃત શબ્દોની જાતિ કહેવાની જરૂર છે; બાકીના શબ્દોની જાતિ પણ કહેવાની જરૂર નથી. તેમજ "बुध्" ધાતુનો અર્થ "બોધ થવો" એવો કહેવાથી, "સંસ્કૃત શિખવું તેમાં કાંઇ નવું નથી" એવું જાણીને વિદ્યાર્થિઓને હિંમત આવે, અને તેઓ ઉત્સાહથી સંસ્કૃત શિખે—એટલીજ અસર આ આવૃત્તિથી થાય, તો તે પણ એક મોટોજ લાભ છે.

સંસ્કૃતની વાક્ય રચના ગુજરાતીમાં આવેલી છે તેથી ગુજરાતી વાક્યોનું સંસ્કૃતમાં ભાષાંતર કરવું ઘણું સુગમ છે; તેથી સુગમતા લાવવા સારૂ, ગુજરાતીની અપ્રસિદ્ધ વાક્યરચનાનો ઉપયોગ કરીએ, તો તેથી તેવાં વાક્યો આધુનિક રૂઢ ભાષા વાંચનારની નજરે અયોગ્ય દેખાય. ગુજરાતીમાં સામાન્ય રીતે, ભૂતકાળમાં

સકર્મક ક્રિયાપદનો કર્તરિ પ્રયોગ થતો નથી, એવાં વાક્યોમાં કર્તા ત્રીજી વિભક્તિમાં આવે છે. પણ સંસ્કૃતમાં એવાં વાક્યોમાં કર્તરિ પ્રયોગ થાય છે, અને વળી જુદો કર્મણિ પ્રયોગ પણ થાય છે. એવાં વાક્યો—રામે રાવણને જીત્યો, ઇ૦—ફેરવીને, "રામ રાવણને જીતતો હતો," ઇ૦ શુદ્ધ પણ અપ્રસિદ્ધ પ્રયોગમાં લખ્યાથી, ગુજરાતીની જે વાક્ય રચના તેજ સંસ્કૃતની પણ છે, એ તત્ત્વનું દ્રઢીકરણ થાય છે. તેમજ, સંસ્કૃતમાં પ્રથમ પુરૂષમાં તથા તૃતીય પુરૂષમાં આજ્ઞાર્થ થાય છે, અને ગુજરાતીમાં સાધારણ રીતે થતો નથી, પણ કેટલીએક વખતે થાય છે ખરો; તેનો લાભ વિદ્યાર્થિઓને આપવા સારૂ, "ઇશ્વર રાણીનું કલ્યાણ કરો" એવો પ્રયોગ સામાન્ય રીતે વાપરી શકાય. હવે, વિધ્યર્થમાં ગુજરાતી વાક્યોનો કોઇ પણ પ્રકારે કર્તરિ પ્રયોગ થતો નથી, તે નિરૂપાયની વાત છે; એવે ઠેકાણે કર્મણિ પ્રયોગમાંજ વાપરવો પડે છે.

**मार्गोपदेशिका**ની પદ્ધતિ પ્રમાણે જે ઠેકાણે જે નિયમની જરૂર દેખાઇ, તે ઠેકાણે તે નિયમ દાખલ કર્યો છે. કોઇપણ નિયમની જરૂર જણાયા વિના, તે નિયમ આપવો નહીં—આ તત્ત્વનો સ્વીકાર કર્યાથી વ્યાકરણનો અમુક નિયમ જોવો હોય તો, તે ખોળવાનું સાધન નથી, તથા બધા નિયમો એક ઠેકાણે મળી શકતા નથી, એ દુર્ગમતા દૂર કરવાના હેતુથી **डाक्टर भांडारकर**ની મંજુરી મેળવીને, આ આવૃત્તિમાં પુસ્તકને છેવટે **व्याकरण संग्रह** જોડ્યો છે, તથા **व्याकरण**નાં જુદાંજુદાં **प्रकरण** બતાવવા સારૂ મૂળ પુસ્તકના ૧૨ ભાગ સ્પષ્ટ રીતે દર્શાવ્યા છે.

સંસ્કૃતના અભ્યાસમાં વિદ્યાર્થિઓનો બોજા ઓછો થાય, તેઓને શ્રમ ઓછો પડે, અને તેઓ ઉત્સાહથી સંસ્કૃત શિખે, એવી મતલબથી આ ફેરફાર કર્યા છે. આ મતલબ પાર પડશે, એવી ઉમેદ છે.

અમદાવાદ, ઓક્ટોબર. ૧૮૯૫ } મ. ભી. બેલસરે.

## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ આવૃત્તિ પાછલી આવૃત્તિની કેવળ પુનરુક્તિ છે. તેમાં વિશેષ ફેરફાર કશો કર્યો નથી.

| | | |
|---|---|---|
| અમદાવાદ. | } | મ. ભિ. બેલસરે. |
| સને ૧૯૦૪. | | |

## દસમી આવૃત્તિની પ્રસ્તાવના.

આ આવૃત્તિ, ડૉ. ભાંડારકરનાં માર્ગોપદેશિકાના અંગ્રેજી પુસ્તકની ૨૨ મી આવૃત્તિને અનુસરી, સુધારા વધારા સાથે અને સંધિ નિયમોનો પરિશિષ્ટમાં સંગ્રહ કરી, બહાર પાડવામાં આવી છે.

| | | |
|---|---|---|
| અમદાવાદ. | } | જે. એન. એમ. શાહ. |
| સને ૧૯૨૯. | | પબ્લીશર. |

# અનુક્રમણિકા.

## ભાગ ૯ મો.



## ભાગ ૧૦ મો.



## ભાગ ૧૧ મો



## ભાગ ૧૨ મો.



## સંકીર્ણ.

# વર્ણસંકેત.

| | |
|---|---|
| આ.<br>આત્મને. | આત્મનેપદી. |
| ઉપ. | ઉપસર્ગ. |
| ઉભય. | ઉભયપદી. |
| એક. | એકવચન. |
| કર્મણિ | કર્મણિ રૂપ. |
| ગ. | ગણ. |
| ચ. | ચતુર્થી |
| તૃ. | તૃતીયા |
| ત્રિ. | ત્રિલિંગ. |
| દ્વિ. | દ્વિતીયા. |
| દ્વિ. વ. | દ્વિવચન. |
| ન. | નપુંસક. |
| સર્વ. | સર્વનામ. |

| | |
|---|---|
| પ.<br>પરસ્મૈ. | પરસ્મૈપદી. |
| પં. | પંચમી. |
| પુ. | પુલ્લિંગ. |
| પ્ર. | પ્રથમા |
| બહુ. | બહુવચન |
| ભૂ. કૃ. | કર્મણિભૂતકૃદંત. |
| વ. કૃ. | કર્તરિવર્તમાનકૃદંત |
| વિશે. | વિશેષણ. |
| ષ. | ષષ્ઠી. |
| સ. | સ. |
| સં. | સંબોધન. |
| સ્ત્રી. | સ્ત્રીલિંગ. |

# સંસ્કૃત માર્ગોપદેશિકા.

## અક્ષર.

### સ્વર.

अ અ, आ આ, इ ઇ, ई ઈ, उ ઉ, ऊ ઊ, ऋ* ઋ,
ॠ* ૠ, ऌ* ઌ, ए એ, ऐ ઐ, ओ ઓ, औ ઔ,
ं અનુસ્વાર : વિસર્ગ.

---

### વ્યંજન.

કંઠ્ય. . . क् ક્, ख् ખ્, ग् ગ્, घ् ઘ્, ङ्* ઙ્
તાલવ્ય. . च् ચ્, छ् છ્, ज् જ્, झ् ઝ્, ञ् ઞ્;
મૂર્ધન્ય. . ट् ટ્, ठ् ઠ્, ड् ડ્, ढ् ઢ્, ण् ણ્;
દંત્ય. . . त् ત્, थ् થ્, द् દ્, ध् ધ્, न् ન્;
ઓષ્ઠ્ય . प् પ્, फ् ફ્, ब् બ્, भ् ભ્, म् મ્;

અંતઃસ્થ અથવા અર્ધસ્વર
- તાલવ્ય.................. य् ય્;
- મૂર્ધન્ય.................. र् ર્;
- દંત્ય.................. ल् લ્;
- દંત્યોષ્ઠ્ય.................. व् વ્;

ઉષ્માક્ષર
- તાલવ્ય.................. श् શ્;
- મૂર્ધન્ય.................. ष् ષ્;
- દંત્ય.................. स् સ્;

મહાપ્રાણ.................................... ह् હ્;

---

* આ અક્ષરો ઘણું ખરૂં ગુજરાતી ઉચ્ચારમાં શુદ્ધરૂપે જણાતા નથી; માટે, તેમનો ઉચ્ચાર કોઇ શુદ્ધ વક્તાને મોઢે શીખી લેવો.

પહેલા પાંચ વર્ગો માંહેલા દરેકના છેલ્લા ત્રણ વ્યંજનો અને અંતઃસ્થ, તથા મહાપ્રાણને ઘોષ વ્યંજન કહે છે, બાકીના વ્યંજનોને અઘોષ વ્યંજન કહે છે.

સ્વરો જ્યારે વ્યંજનમાં મળે છે, ત્યારે તેમની આકૃતિ નીચે પ્રમાણે થાય છે.

જ્યારે વ્યંજન નીચે ( ્ )આવો છેડો ન હોય, ત્યારે તે વ્યંજનમાં अ મળેલો છે, એમ જાણવું; ઉદાહરણ,–क. आ, इ, ई, उ, ऊ, ऋ ॠ, ऌ, ए, ऐ, ओ, औ, આ સ્વરોનું ઉપલું છેડા વિનાનો વ્યંજનને ा, ि, ी, ु, ू, ृ, ॄ, ॢ, े, ै, ो, ौ, એવા નિશાની લાગેલી હોવાથી સમજાય છે; ઉદાહરણઃ—
क ક, का કા, कि કિ, की કી, कु કુ, कू કૂ, कृ કૃ, कॄ કૄ, कॢ કૢ, के કે, कै કૈ, को કો, कौ કૌ.

**મુખ્ય સંયુક્ત વ્યંજન કે જોડાઅક્ષર નીચે પ્રમાણે છેઃ—**

| | | | |
|---|---|---|---|
| क्क ક્-ક | ग्ध ગ્-ધ | च्छ्व ચ્-છ્-વ | ढ्य ઢ્-ય |
| क्त ક્-ત | ग्न ગ્-ન | च्म ચ્-મ | ण्ण ણ્-ણ |
| क्त्व ક્-ત્-વ | ग्र ગ્-ર | च्य ચ્-ય | ण्म ણ્-મ |
| क्न ક્-ન | ग्र्य ગ્-ર્-ય | ज्ज જ્-જ | ण्य ણ્-ય |
| क्म ક્-મ | ग्ल ગ્-લ | ज्र જ્-ર | ण्व ણ્-વ |
| क्र ક્-ર | ग्व ગ્-વ | ज्व જ્-વ | त्त ત્-ત |
| क्य ક્-ય | घ्य ઘ્-ય | ट्ट ટ્-ટ | त्र ત્-ર |
| क्ल ક્-લ | घ्न ઘ્-ન | ट्य ટ્-ય | त्र्य ત્-ર્-ય |
| क्व ક્-વ | घ्र ઘ્-ર | ट्र ટ્-ર | त्थ ત્-થ |
| क्ष ક્-ષ | घ्व ઘ્-વ | ठ्य ઠ્-ય | त्न ત્-ન |
| क्ष्ण ક્-ષ્-ણ | ङ्क ઙ્-ક | ड्र ડ્-ર | त्प ત્-પ |
| क्ष्म ક્-ષ્-મ | ङ्क्त ઙ્-ક્-ત | ड्ग ડ્-ગ | त्प्र ત્-પ્-ર |
| क्ष्य ક્-ષ્-ય | च्च ચ્-ચ | ड्म ડ્-મ | त्फ ત્-ફ |
| क्ष्व ક્-ષ્-વ | च्छ ચ્-છ | ड्य ડ્-ય | त्म ત્-મ |
| ख्य ખ્-ય | च्छ्र ચ્-છ્-ર | ड्व ડ્-વ | त्र ત્-ર |

| | | | |
|---|---|---|---|
| त्व ત્-વ | न्य ન્-ય | य्व ય્-વ | ष्ठ ષ્-ઠ |
| त्स ત્-સ | न्व ન્-વ | र्ण्य ર્ ણ્-ય | ष्ठ्य ષ્-ઠ્-ય |
| त्स्न ત્-સ્-ન | प्त પ્-ત | र्ष्य ર્-ષ્-ય | ष्ण ષ્-ણ |
| त्स्य ત્-સ્-ય | प्त्य પ્ ત્ ય | ल्क લ્-ક | ष्प ષ્-પ |
| थ्य થ્-ય | प्न પ્-ન | ल्ग લ્-ગ | ष्प्र ષ્-પ્-ર |
| द्ग દ્-ગ | प्म પ્-મ | ल्प લ્-પ | ष्म ષ્-મ |
| द्द દ્-દ | प्य પ્-ય | ल्म લ્-મ | ष्य ષ્-ય |
| द्ध દ્-ધ | प्र પ્-ર | ल्य લ્-ય | ष्व ષ્-વ |
| द्ब દ્-બ | प्ल પ્-લ | ल्ल લ્-લ | स्क સ્-ક |
| द्ब्र દ્-બ્-ર | प्स પ્-સ | ल्व લ્-વ | स्ख સ્-ખ |
| द्भ દ્-ભ | ब्ज બ્-જ | व्य વ્-ય | स्त સ્-ત |
| द्म દ્-મ | ब्द બ્-દ | व्र વ્-ર | स्थ સ્-થ |
| द्य દ્-ય | ब्ध બ્-ધ | श्च શ્-ચ | स्न સ્-ન |
| द्र દ્-ર | ब्य બ્-ય | श्न શ્-ન | स्प्र સ્-પ્-ર |
| द्र्य દ્-ર્-ય | ब्र બ્-ર | श्म શ્-મ | स्फ સ્-ફ |
| द्व દ્-વ | भ्ण ભ્-ણ | श्य શ્-ય | स्म સ્-મ |
| द्व्य દ્-વ્-ય | भ्न ભ્-ન | श्र શ્-ર | स्व સ્-વ |
| द्व्र દ્-વ્-ર | भ्य ભ્-ય | श्ल શ્-લ | स्र સ્-ર |
| ध्न ધ્-ન | भ्र ભ્-ર | श्व શ્-વ | ह्ण હ્-ણ |
| ध्म ધ્-મ | भ्व ભ્-વ | ष्क ષ્-ક | ह्न હ્-ન |
| ध्य ધ્-ય | म्म મ્-મ | ष्क्र ષ્-ક્-ર | ह्म હ્-મ |
| ध्र ધ્-ર | म्र મ્-ર | ष्ट ષ્-ટ | ह्य હ્-ય |
| ध्व ધ્-વ | म्य મ્-ય | ष्ट्य ષ્-ટ્-ય | ह्र હ્-ર |
| न्न ન્-ન | म्ल મ્-લ | ष्ट्र ષ્-ટ્-ર | ह्ल હ્-લ |
| न्म ન્-મ | म्व મ્-વ | ष्ट्व ષ્-ટ્-વ | ह्व* હ્ વ |

* બોલવા સરળ પડે, માટે અંત્યાક્ષરમાં અકાર મેળવી, જોડાક્ષર આપ્યા છે.

# ભાગ ૧ લો.

## પાઠ ૧ લો.

### ક્રિયાપદ.

### વર્તમાન કાળ;-પરસ્મૈપદ.*

### એકવચન.

પ્રત્યય:-પુરુષ ૧, मि; પુરુષ ૨, सि; પુરુષ ૩, ति.

### પહેલા ગણના ધાતુ.

| | | |
|---|---|---|
| **गम्** [गच्छ्§] ગમન કરવું, જવું. | **बुध्** (बोध्) બોધ થવો, જાણવું. | **वद्** વદવું, બોલવું. |
| **नी** (नय्†) લેઇ જવું, દોરવું. | **भू** (भव्) હોવું, થવું. | **वस्** વસવું, રહેવું. |
| **पत्** પતન પામવું, પડવું. | **रक्ष्** રક્ષણ કરવું, બચાવવું, સંભાળવું. | **सृ** (सर्) સરકવું, ખસવું, જવું. |

---

* સંસ્કૃતમાં ક્રિયાપદના રૂપાખ્યાનના પ્રત્યયો બે પ્રકારના છે:- **પરસ્મૈપદ પ્રત્યય**, અને **આત્મનેપદ પ્રત્યય**. કેટલાક ધાતુઓ કેવળ પરસ્મૈપદ પ્રત્યય લેનારા એટલે **આત્મનેપદી**, કેટલાક કેવળ આત્મનેપદ પ્રત્યય લેનારા એટલે **આત્મનેપદી**, અને કેટલાક બે પ્રકારના પ્રત્યયોમાંથી ગમે તે પ્રકારના પ્રત્યય લેનારા એટલે **ઉભયપદી** હોય છે.

§ ગણકાર્ય થતાં, એટલે **વિકરણ પ્રત્યય** અથવા ગણની નિશાની લાગતાં, કેટલાક ધાતુનું જે વિશેષરૂપ [ જેમ કે गम ને બદલે गच्छ् ] અથવા **આદેશ** [ જેમ કે दृश ને બદલે पश्य् ] થાય છે, તે કાટખૂણ- [ ] કાંઉસમાં બતાવેલા છે.

† પહેલા ગણના વિકરણ પ્રત્યય अ પૂર્વે ધાતુના **અંતમાં હ્રસ્વ કે દીર્ઘ** સ્વરનો, તથા **ઉપાંત્ય** (એટલે છેલ્લા વ્યંજનની પૂર્વના) **હ્રસ્વ** સ્વરનો ગુણ થાય છે. इ ई નો ગુણ ए; उ ऊ નો अ; ऋ ॠ નો अर् અને ऌ નો अल् થાય છે.

ઉપર કહ્યા પ્રમાણે नी ધાતુનું ने રૂપ થાય, તેને વિકરણ પ્રત્યય अ અને પછી પુરૂષ-બોધક પ્રત્યય ति લગાડવાનો છે. **સંસ્કૃતમાં બે સ્વરો લગોલગ આવે, તો સંધિ થાય છે; તેથી કરીને ने અને अ ની**

## * બીજા ગણના ધાતુ.

| | |
|---|---|
| अस् થવું, હોવું. | अद् ખાવું. |

પહેલા ગણના ધાતુઓમાં પ્રથમ વિકરણ પ્રત્યય अ ઉમેરાય છે, ને ત્યારપછી તે તૈયાર થયેલા રૂપને એટલે અંગને પુરૂષબોધક પ્રત્યય લગાડાય છે.

બીજા ગણના ધાતુઓને પુરૂષબોધક પ્રત્યય લાગલાજ લગાડાય છે.

પહેલા પુરૂષના म् અને व् થી શરૂ થતા પ્રત્યયો લગાડવાના હોય, અને, તે म् અને व् ની પહેલાં अ હોય તો, તે अ નો आ થાય છે.

| | | | |
|---|---|---|---|
| वदामि । | सरसि । | गच्छति । | भवति । |
| रक्षसि । | नयामि । | अस्मि । | असि§ । |
| पतति । | वससि । | नयति । | अस्ति । |
| बोधसि । | सरामि । | बोधामि । | |

---

## પહેલો ગણ.

| | |
|---|---|
| चर् ચરવું, ચાલવું. | दह् દાઝવું, બળવું, બાળવું. |
| जीव् જીવવું. | नम् નમવું. |
| त्यज् ત્યાગ કરવો, તજવું. | पच् પકાવવું, રાંધવું. |

---

સંધિ કરવી જોઇએ. હવે એક નિયમ એવો છે કે, ए ऐ ओ અને औ પછી કોઈ પણ સ્વર આવે, તો તેમને બદલે અનુક્રમે अय्, आय्, अव्, અને आव् મુકવામાં આવે છે, તેથી કરીને, ने+अ=नय्+अ=नय, તેને ति લાગવાથી नयति થાય છે; તેજ પ્રમાણે भू+अ=भो+अ=भव्+अ=भव. આવી રીતના સ્વરવિકારને લીધે, ધાતુનાં જે રૂપ થાય છે, તે અર્ધચંદ્ર () કૌંસમાં આપ્યાં છે.

* બીજા ગણના ધાતુનું રૂપાખ્યાન ઘણું કઠણ હોય છે, તેથી આ ચોપડીમાં બીજા ગણના બેજ ધાતુ આપ્યા છે, બીજો ગણ બીજી ચોપડીમાં સવિસ્તાર આપ્યો છે.

§ અનુનાસિક સિવાય કોઇ પણ સ્પર્શ વ્યંજન પછી અઘોષ વ્યંજન આવે તો, તે સ્પર્શ વ્યંજનને બદલે તેનાજ વર્ગનો પહેલો અક્ષર

(તું) બોલે છે.
(તે) બોલે છે.
(તું) જાય છે.
(હું) જાઉં છું.
(તે) રહે છે.
(હું) રહું છું.
(તું) પડે છે.
(તું) ચાલે છે.

(તે) જાગે છે.
(તું) દોરે છે.
(તે) ખસે છે.
(હું) થાઉં છું.
(તું) ખાય છે.
(હું) છું.
(તું) છે*
(તે) રહે છે.

(તે) તજે છે.
(હું) નમે છે.
(હું) રાંધું છું.
(તું) બાળે છે.
(હું) બચાવું છું.
(તે) ચાલે છે.
(હું) જીતું છું.
(તે) રાંધે છે.
(હું) તજું છું.

---

## પાઠ ૨ જો.

### બહુ વચન.§

પ્રત્યયઃ—પુરૂષ ૧, मस्; પુરૂષ ૨, थ; પુરૂષ ૩ अन्ति+

**ચોથો ગણ.**

नश् નાશ પામવું.
नृत् નૃત્ય કરવું, નાચવું.
पुष् પોષવું, પોષણ કરવું.
मुह् મોહ પામવું, મુંઝાવું, ઘેલા થવું, બેભાન થવું.
क्षुभ् ક્ષોભ કરવો.

**છઠ્ઠો ગણ.**

इष् [ इच्छ् ] ઇચ્છવું.
प्रच्छ् [ पृच्छ् ] પૂછવું.
मुच् [ मुञ्च् ] મુકવું, છોડવું.
विश् પ્રવેશ કરવો, પેસવું.
सृज् છોડી દેવું, પેદા કરવું.
स्पृश् સ્પર્શ કરવો, અડકવું.

---

મૂકવામાં આવે છે. ઉ. ककुभ्+प्रान्त=ककुप्रान्त અને दृशद्+पतति=दृशत्पतति.

* मि પ્રત્યયની પહેલાં अस् ધાતુનો અંત્ય स् લોપાય છે.

§ સંસ્કૃત ભાષામાં દ્વિત્વ (બે-પણું) દર્શાવવું હોય, ત્યારે દ્વિવચન વાપરવામાં આવે છે. એ દ્વિવચન નવા વિદ્યાર્થીઓને કેવળ નવતર હોવાથી, તે ત્રીજા પાઠમાં આપ્યું છે. ખરો અનુક્રમ તો એવો છે, કે એકવચન, દ્વિવચન, ને બહુવચન.

\+ अ થી શરૂ થતા પ્રત્યયની પહેલાં अ આવે, તો તે अ લોપાય બોધ+अ+अन्ति=बोध+अन्ति=बोधन्ति.

પુરૂષ–બોધક પ્રત્યય લગાડતાં પહેલાં, ચોથા ગણુના ધાતુમાં य, અને છઠ્ઠા ગણુના ધાતુમાં अ લગાડવો જોઈએ.*

દ્વિવચનના તથા બહુવચનના પુરુષબોધક પ્રત્યયોની પહેલાં अस् (ગ. ૨) ધાતુમાંના પહેલા अ નો લોપ થાય છે.

| | | |
|---|---|---|
| वदामः+। | दहामः। | लुभ्यन्ति। |
| गच्छन्ति। | सन्ति। | स्पृशामः। |
| बोधथ। | जीवथ। | सृजथ। |
| नयामः। | नमन्ति। | इच्छन्ति। |
| भवथ। | पुष्यामः। | पृच्छथ। |
| वसन्ति। | नश्यन्ति। | मुञ्चामः। |
| स्थ। | नृत्यथ। | विशन्ति। |
| अर्हति। | मुह्यामः। | |

પહેલો ગણ.

जि (जय्) જય પામવો, જીતવું.
दृश् [पश्य्] દર્શન કરવું, જોવું.
धाव् ધાવું, દોડવું.
पा [पिब्] પાન કરવું, પીવું.
यज् યજ્ઞ કરવો, પૂજવું.
वह् વહેવું, વાવું, લેઈ જવું
स्मृ (स्मर्) સ્મરણ કરવું, સંભારવું.
हृ (हर्) હરણ કરવું, લેઈ લેવું, લઈ જવું.

ચોથો ગણ.

अस् ફેંકવું.
क्रुस् ભેટવું.
तुष् સંતોષ પામવો, પ્રસન્ન થવું.
लुट् લોટવું, આળોટવું.
शुष् સુકાઈ જવું, સોસાવું.

છઠ્ઠો ગણ.

क्षिप् ફેંકવું.
तुद् પીડવું, કનડવું, સતાવવું.
दिश् દેખાડવું, બતાવવું.
सिच् [सिञ्च्] સીંચવું, છાંટવું.

---

* આ બે ગણોમાં, પહેલા ગણમાં જેમ ગુણ થાય છે તેમ, ધાતુના સ્વરનો ગુણ થતો નથી.

+ પદને અંતે स् હોય તો તેનો વિસર્ગ થાય છે, તેમજ પદાંત र् નો અઘોષ વ્યંજનની પહેલાં, અગર કશુંએ ન આવે, તો વિસર્ગ થાય છે.

(તમે) બોલો છો.
(અમે) જઇએ છિયે.
(તેઓ) સમજે છે.
(તમે) દોરો છો.
(તેઓ) થાય છે.
(અમે) રહિયે છિયે.
(તમે) ખાઓ છો.
(અમે) છિયે.
(તેઓ) બાળે છે.
(અમે) જીવિયે છિયે.
(તેઓ) પીડે છે.
(તમે) જીવો છો.

(તેઓ) પોષે છે.
(અમે) નાશ પામિયે છિયે.
(તેઓ) નાચે છે
(તમે) ઘેલા થાઓ છો.
(અમે) લોભ કરિયે [છિયે.
(તેઓ) અડકે છે.
(અમે) જીતિયે છીયે.
(તમે) હરી જાઓ છો.
(તેઓ) જુવે છે.

(અમે) ફેંકિયે છિયે.
(અમે) પિયે છિયે.
(તમે) યત્ન કરો છો.
(તેઓ) વહે છે.
(અમે) સંભારિયે છિયે.
(તમે) ફેંકો છો.
(તેઓ) ભેટે છે [છિયે.
(અમે) સંતોષ પામિયે
(તેઓ) સુકાય છે.
(તમે) આળોટો છો.
(તમે) છાંટો છો.

---

## પાઠ ૪ જો.

## દ્વિવચન.

**પ્રત્યય—પુરુષ ૧, वस्; પુરુષ ૨, थस्; પુરુષ ૩, तस्.**

**દશમા ગણના ધાતુ.***

**कथ्** કથન કરવું. કહેવું.
**गण्** ગણવું.
**घुष् (घोष्)** જાહેર કરવું.

**चिन्त्** ચિંતન કરવું, વિચારવું.
**+चुर् (चोर्)** ચોરવું.
**पीड्** પીડવું, દુઃખ દેવું.
**प्रथ्** પ્રસિદ્ધ કરવું.

**प्री [प्रीण्]** પ્રેમ ઉપજાવવો, ખુશ કરવું.
**स्पृह्** ઝંખવું, તૃષ્ણા રાખવી.
**रच्** રચવું, ગોઠવવું.

---

* સામાન્ય રીતે કહેતાં દશમા ગણના ધાતુઓ ઉભયપદી છે.

+ વિકરણ પ્રત્યય **अय** લગાડવો હોય, ત્યારે ધાતુના અંત્ય સ્વરની તથા ઉપાંત્ય **अ**ની વૃદ્ધિ થાય છે; અને अ સિવાય બાકીના ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. આ ફેરફાર कथ्, गण्, रच्, प्रथ्, स्पृह्, मृग्, તથા બીજા કેટલાક ધાતુમાં થતો નથી, અર્થાત્ આ ધાતુનો સ્વર બદલાતો નથી. **अ, इ ई, उ ऊ, ऋ ॠ ऌ,** અને **ए**ની વૃદ્ધિ અનુક્રમે **आ, ऐ, औ, आर्, आल्** અને **ऐ** છે. એનાં ઉદાહરણો:—

દસમા ગણુના ધાતુમાં વિકરણ પ્રત્યય अय ઉમેરાય છે.

| | | |
|---|---|---|
| चोरयावः । | घोषयथः । | नमथः । |
| पीडयथः । | स्पृहयावः । | स्तः । |
| कथयतः । | चिन्तयतः । | स्मरावः । |
| गणयावः । | प्रीणयथः । | जयथः । |
| प्रथयावः । | गच्छतः । | नश्यतः । |
| रचयतः । | नयावः । | नृत्यावः । |
| अट्टः । | विशतः । | इच्छतः । |

| પહેલો ગણ. | ચોથો ગણ | છઠ્ઠો ગણ. |
|---|---|---|
| अट् અટન કરવું. | कुप् કોપ કરવો, કોપવું. | उञ्छ् વીણવું. |
| चल् ચાલવું, ખસવું. | क्षुभ् ખળભળવું, ગભરાવું. | कृष् આકર્ષણકરવું, ખેંચવું, ખેડવું. |
| जल्प् બબડવું. | श्लिष् ભેટવું. | स्फुर् સ્ફુર્ત્તિ થવી, ધડકવું, ફરકવું, ફરફડવું. |
| निन्द् નિંદવું. | | |
| शंस् પ્રશંસાકરવી. | | |

દશમો ગણ.

पूज् પુજવું. वर्ण् વર્ણવવું, વખાણવું. सान्त्व् શાંત પાડવું.

| | | |
|---|---|---|
| (તમે બે) ચોરાછો. | (તમે બે) ઝંખો છો. | (અમે બે) નિંદીયે છીયે. |
| (તેઓ બે) કનડે છે. | (તેઓ બે) જાહેર કરે છે. | (તમે બે) કોપો છો. |
| (અમે બે) કહિયેછિયે. | (અમે બે) વિચારિએ છિયે છિયે. | (આપણે બે) પૂજિયે છીયે. |
| (તમે બે) ગણો છો. | (તમે બે) પ્રસિદ્ધ કરો- | (તેઓ બે) ખેડે છે. |
| (તેઓ બે) જુએછે. | (તેઓ બે) ખુશ કરે છે. | (તમે બે) ભટકો છો. |
| (અમે બે) રચિયે છિયે. | | |

---

चि+अय+ति=(વૃદ્ધિ થવાથી) चै+अय+ति=चाय्+अय+ति=चाययति तड्+अय+ति= (વૃદ્ધ થવાથી) ताड्+अय+ति=ताडयति. घुष्+अय+ति= (ગુણ થવાથી) घोष्+अय+ति=घोषयति.

(તેઓ બે) ગભરાયછે.
(અમે બે) વીણીએ છિએ.
(તેઓ બે) વર્ણવે છે.
(અમે બે) ભેટિયે છિએ.
(તમે બે) અઅડો છો.
(તેઓ બે) શાંત પાડેછે.

(અમે બે) વખાણિયે છિયે.
(તમે બે) બોલો છો.
(તેઓ બે) થાય છે.
(તમે બે) રાંધો છો.
(અમે બે) સમજીયે છિયે.
(તેઓ બે) ખાય છે.

(અમે બે) સંતોષ પામીએ છીએ.
(તમે બે) લોભ કરો છો.
(તેઓ બે) લોટે છે.
(અમે બે) અડકીએ છિયે.
(તમે બે) પૂછો છો.

---

## પાઠ ૪ થો.

### વર્તમાનકાળ સમય.

**પહેલો ગણ.**

**क्षि** (क्षय्) ક્ષય થવો, ઘસાઇ જવું.
**द्रु** (द्रव) ભિંજવું.
**रुह्** (रोह्) આરોહણ કરવું, ઊગવું, વધવું.
**स्था** (तिष्ठ) સ્થાનમાં હોવું, સ્થિતિમાં હોવું, ઉભા રહેવું.
**ह्वे** (ह्वय्) બોલાવવું.

**ચોથો ગણ.**

**मद्** (माद्) મસ્ત થવું, ગાંડા થવું ભૂલવું, ચૂકવું.
**शम्** (शाम्) શાંત હોવું, શાંત રહેવું–થવું. [ કી જવું.
**श्रम्** (श्राम्) શ્રમ લાગવો, થા·

**દશમો ગણ.**

**क्षल्** (क्षाल्) પખાળવું, ધોવું.
**तड्** (ताड्) તાડન કરવું, મારવું, ઠોકવું, માર મારવો.
**तुल्** (तोल्) તોળવું જોખવું.
**भूष्** આભૂષણ પહેરાવવું, શણગારવું, સુશોભિત થવું.

| | | | |
|---|---|---|---|
| वदसि । | इच्छामि । | रोहन्ति । | पिबन्ति । |
| वसथ । | मुञ्चथ । | पूजयति । | पश्यावः । |
| बोधामः । | स्पृशति । | तिष्ठामि । | ह्वयति । |
| रक्षति । | स्मरथ । | स्पृहयथ । | नयसि । |
| पतामि । | ताडयसि । | हरतः । | अस्थ । |
| मुष्णाति | बोधयथ । | जयसि । | भयणति । |

| | | | |
|---|---|---|---|
| सन्ति । | सिञ्चति । | शंसथ । | पचन्ति । |
| नश्यसि । | लुट्यन्ति । | क्षालयति । | पुष्यामि । |
| नृत्यति । | तुष्यामि । | क्षयनः । | पीडयन्ति । |
| विश्रामः । | अस्यथः । | अश्नि । | गर्जामः । |
| पृच्छथः । | कथयामि । | जीवामः । | भ्राम्यामि । |
| वहतः । | क्षिपामः । | त्यजथ । | द्रवन्ति । |

चिन्तयति ।

(તે) પોપે છે.
(હું) નાનુ છું.
(તમે) તાલ કરોછો.
(તે) પસે છે.
(તું) ઇચ્છે છે.
(હું) પૂજું છું.
(તું) નડે છે.
(તે) ઊગે છે.
(અમે) બોલાવિયે છિયે.
(તે) ઘેલો થાય છે.
(તેઓ) સંતોષ પામેછે.
(હું) જીતુ છું.
(તમે) જાઓ છો.

(તું) શાકે છે.
(હું) કરડું છું.
(અમે બે) પિગે છિયે.
(તમે) બાળો છો.
(તેઓ) ધુએ છે.
(તે) ઘસાઇ જાય છે.
(તું) કહે છે.
(તે) તોળે છે.
(તેઓ) ચોરે છે.
(તમે) ગોઠવો છો.
(તે) જાહેર કરે છે.
(હું) સંભારૂં છું.
(તેઓ બે) વસે છે.

(અમે) દરી જઇયે છિયે.
(તમે) કરો છો.
(તું) અડકે છે.
(તેઓ) ઝંખે છે.
(તમે બે) જાઓછો.
(તે) ચોરે છે.
(આપણે બે) છિયે.
(તું) ખુશ કરે છે.
(હું) પેસું છું.
(તેઓ) મારે છે.
(અમે બે) રાંધિયે છિયે.
(તમે) પૂજો છો.

## સારાંશ તથા સવાલ.

### વર્તમાન કાળ.

#### પહેલો ગણ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુરુષ ૧. | बोधामि | बोधावः | बोधामः |
| પુરુષ ૨. | बोधसि | बोधथः | बोधथ । |
| પુરુષ ૩. | बोधति | बोधतः | बोधन्ति |

### ચોથો ગણ.

| | | | |
|---|---|---|---|
| પુરુષ ૧. | पुष्यामि | पुष्यावः | पुष्यामः |
| પુરુષ ૨. | पुष्यसि | पुष्यथः | पुष्यथ |
| પુરુષ ૩. | पुष्यति | पुष्यतः | पुष्यन्ति |

### છઠ્ઠો ગણ.

| | | | |
|---|---|---|---|
| પુરુષ ૧. | विशामि | विशावः | विशामः |
| પુરુષ ૨. | विशसि | विशथः | विशथ |
| પુરુષ ૩. | विशति | विशतः | विशन्ति |

### દશમો ગણ

| | | | |
|---|---|---|---|
| પુરુષ ૧. | चोरयामि | चोरयावः | चोरयामः |
| પુરુષ ૨. | चोरयसि | चोरयथः | चोरयथ |
| પુષરુ ૩. | चोरयति | चोरयतः | चारयन्ति |

૧. કંઠ્ય, તાલવ્ય, મૂર્ધન્ય, દંત્ય, ઓષ્ઠ્ય, અંતઃસ્થ, ઘોષ વ્યંજન અને અઘોષ વ્યંજન કયા છે તે ગણાવો.

૨. इ, उ, ऋ અને ऌ નાં ગુણ અને વૃદ્ધિનાં રૂપ આપો.

૩. પહેલા, ચોથાં, છઠ્ઠા, દશમા તથા બીજા ગણનાં વિશેષ લક્ષણ (विकरण प्रत्यय) શાં છે?

૪. વર્તમાનકાળના પુરુષબોધક પ્રત્યયો આપો.

૫. પહેલા પુરૂષના व् અને म् થી શરૂ થતા પ્રત્યયની પહેલાં પૂર્વના अ માં શો ફેરફાર છે?

૬. ए, ओ, ऐ, અને औ પછી સ્વર આવે, તો, તેમને ઠેકાણે અનુક્રમે શાં રૂપ મુકવામાં આવે છે? ઉદાહરણો આપો.

૭. કોઇ પણ વ્યંજન પછી અઘોષવ્યંજન આવે તો પૂર્વના વ્યંજનમાં જે ફેરફાર થાય છે, તે ઉદાહરણ સાથે સમજાવો.

૮. પદાંત स् અને र् નું શું થાય છે? એ ફેરફાર र् ના સંબંધમાં ક્યારે થાય છે?

૯. નીચેના ધાતુનાં વર્તમાનકાળનાં રૂપ આપોઃ—

(વિદ્યાર્થીના મનમાં પાકા ઠસી જાય, તેટલા માટે શિક્ષકની નજરમાં જેટલા ધાતુ આપવાની જરૂર જણાય, તેટલા અહિં આપવા.)

## ઉપસર્ગ.

ઉપસર્ગ, ધાતુની પૂર્વે આવી, ઘણું કરીને, ધાતુના અસલ અર્થમાં ન્યૂનાધિક્ય કરી, વિશેષ અર્થ ઉપજાવે છે. મુખ્ય ઉપસર્ગો નીચે આપ્યાં છેઃ—

**अति**—હદ બહાર; **अतिक्राम्यति** તે હદબહાર પગલું ભરે છે; તે ઉલ્લંઘન કરે છે.

**अधि**—ઉપર; **अधिगच्छति** તે ઉપર થઈ જાય છે, તે મેળવે છે, એટલે જાણી જાય છે.

**अनु**—પાછળ, સરખું, જેવું: **अनुसरति**, **अनुगच्छति**, તે પાછળ જાય છે, તે અનુસરે છે.

**अभि**—તરફ, પાસે; **अभिगच्छति** તે તરફ જાય છે, અથવા પાસે જાય છે.

**अव**—નીચે, દૂર; **अवतरति** તે નીચે જાય છે, ઉતરે છે.

**आ**—હદ અથવા મર્યાદાના અર્થે, ઉલટાપણાના અર્થે, "સુધી"ના અર્થે; **आगच्छति** તે આવે છે; **आरोहति** તે(અમુક ઉંચાઇ સુધી) વધે છે, ચઢે છે.

**उद्**—ઉંચે, ઉપર, વિશેષ; **उत्पतति** તે ઉંચે જાય છે, કુદે છે; **उद्गच्छति** તે ઉપર જાય છે, ઉચે ચઢે છે.

**उप**—પાસે, **उपगच्छति** તે પાસે જાય છે, જઇ મળે છે

**नि**—અંદર, નીચે, **निषीदति** તે નીચે બેસે છે.

**परा**—"પાછું"એવા અર્થે,ઉલટપણાને અર્થે **पराजयते** તે હારે છે.

**प्रति**—સામાં, ઉલટું; **प्रतिभाषते** તે સામાં કહે છે, જવાબ દે છે.

**प्र**—આગળ; **प्रयाति** તે આગળ જાય છે.

**वि**—નહિ, જાુદું, દૂર, વિશેષે કરીને, **विश्लिष्यति** તે જુદો પડે છે.

**सम्**—સાથે, એકઠાં; † **संगच्छते** તે સાથે જાય છે; મળે છે.

---

† પછીત म् પછી કોઈ પણ સ્પર્શ વ્યંજન આવ્યો હોય, તો તે म् ને

# ભાગ બીજો.

## પાઠ ૫ મો.

### *પ્રથમા વિભકિત.

#### ૧. अकारांत નામ.

પ્રત્યય.

| | એકવચન. | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| *પુલ્લિંગ. | स् | औ | अस् |
| *નપુંસકલિંગ | म् | ई | आनि |
| | नृपः | नृपौ† | नृपाः‡ |

બદલે વિકલ્પે પર્વના અક્ષર ઉપર અનુસ્વાર થાય છે; અથવા म् ને ઠેકાણે પછીના વ્યંજનના સ્થાનનો અનુનાસિક થાય છે. જો પદાંત म् પછી य् व् કે ल् હોયતો म् ને બદલે પુર્વના અક્ષર ઉપર અનુસ્વાર, વિકલ્પે म ને ઠેકાણે અનુક્રમે નાસિકાસ્થાને બોલાતા य्, व्, કે ल् થાય છે; પરંતુ જો પદાંત म् પછી श्, ष्, स्, र्, ह्, હોય, તો म् ને બદલે અવશ્યે પુર્વના અક્ષર ઉપર અનુસ્વાર* લખાય છે.

* ગુજરાતી ભાષામાં સાત વિભક્તિઓને માટે પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છટ્ઠી અને સાતમી એ શબ્દો વપરાય છે; તે બદલ સંસ્કૃત ભાષામાં, પ્રથમા, દ્વિતીયા, તૃતીયા, ચતુર્થી, પંચમી, ષષ્ઠી, સપ્તમી, એ શબ્દ વાપરવામાં આવે છે, તેમજ, નરજાતિ, નારીજાતિ ને નાન્યતરજાતિ કહેવા બદલ પુલ્લિંગ, સ્ત્રીલિંગ અને નપુંસકલિંગ એમ કહેવાય છે.

† अ કે आ પછી ए કે ऐ આવે, તો પાસે આવેલા સ્વરો મળી જઈને, તે બંનેને ઠેકાણે ऐ થાય છે; વળી, अ કે आ પછી ओ કે औ આવે, તો પાસે આવેલા સ્વરો મળી જઈને औ થાય છે; અર્થાત્ अ કે आ+ए કે ऐ=ऐ અને अ કે आ+ओ કે ओ=औ.

‡ છેલ્લા ચાર સ્વરો ( ए, ऐ, ओ, औ ) સિવાય બાકીના કોઇપણ

फलम् फले* फलानि

## નામ (પુલ્લિંગ).

| | | |
|---|---|---|
| अनल અગ્નિ. | नृप રાજા. | मेघ વાદળું. |
| अश्व ઘોડો. | पवन પવન | राम રામ. |
| ईश्वर ઈશ્વર. | पुत्र પુત્ર | वृक्ष વૃક્ષ, ઝાડ. |
| कूर्म કાચબો. | बाल બાલક, છોકરો. | समुद्र દરિયો, સમુદ્ર. |
| जन જન, લોક. | बुध ડાહ્યો માણસ. | सूद રસોઇયો. |
| जीव જીવ, પ્રાણી. | मूर्ख મૂર્ખ, મૂરખ. | हस्त હસ્ત, હાથ. |
| नर નર, પુરૂષ. | | |

## ( નપુંસકલિંગ. )

| | | |
|---|---|---|
| कमल કમળ. | धन ધન, દોલત. | मित्र મિત્ર. |
| गृह ઘર. | नेत्र નેત્ર, આંખ. | मुख મુખ, મ્હોડું. |
| जल જળ, પાણી. | पर्ण પાંદડું. | सुख સુખ. |
| दुःख દુઃખ. | फल ફળ. | हृदय હૃદય, હૈયું. |

## વાક્ય.

नृपो† जयति । सुखं§ प्रीणयति । कूर्मः सरति।

---

હ્રસ્વ અથવા દીર્ઘ સ્વર પછી સજાતીય સ્વર હ્રસ્વ કે દીર્ઘ આવે, તો પાસે આવેલા બે સ્વરો મળી જઇ બંનેને ઠેકાણે દીર્ઘ સ્વર થાય છે. ઉઃ–दैत्य+अरि=दैत्यारि; कवि+ईश=कवीश, ઇ૦ (પૃ. ૬ ટીપ × પ્રથમા તથા દ્વિતીયા રૂપને લાગુ નથી ).

* જો अ કે आ પછી હ્રસ્વ કે દીર્ઘ इ, उ, ऋ, કે ल આવ્યો હોય, તો પાસે આવેલા બે સ્વરને બદલે પર (પછીના) સ્વરનો ગુણ મુકાય છે; અર્થાત્, अ કે आ+इ કે ई=ए;+उ કે ऊ=ओ,+ऋ કે ॠ=अर्;+ऌ=अल्.

† વિસર્ગની પુર્વે अ હોય તેમજ તેની પછી अ કે ઘોષ વ્યંજન આવ્યો હોય, ત્યારે વિસર્ગનો उ થાય છે, અને તે उ પુર્વના (પહેલાના) अ માં મળી, ओ થાય છે. (ઉપરની ટીપ* જુઓ.)

§ પૃ. ૧૩ ની ટીપ† જુઓ.

अश्वावुत्पततः*।
जना वदन्ति।
बालः स्पृहयति।
गृहाणि‡ रक्षन्ति।
नेत्रे पश्यतः।
मेघः सिञ्चति।
बुधौ मुञ्चतः।
पवनो हरति।

जीवो मुह्यति।
हस्तौ हरतः।
मुखानि द्रवन्ति।
दुःखं पीडयति।
रामः पूजयति।
पुत्रौ तुष्यतः।
जलं शुष्यति।
मूर्खौ कुप्यतः।

फले पततः।
धनं नश्यति।
नरा गच्छन्ति।
कमले नृत्यतः।
मित्राणि कथयन्ति।
सूदो विशति।
समुद्रः शाम्यति।

રાજાઓ રક્ષે છે.
(બે) છોકરા આળોટે [છે.
દીકરો ખુશ કરે છે.
ઘોડાઓ કૂદે છે.
પવન વાય છે.
ઇશ્વર સરજે છે.
વૃક્ષો ઉગે છે.
બે કાચબાઓ સરે છે.

પ્રાણીઓ નાશ પામે છે.
હાથ ફેંકે છે.
અગ્નિ બળે છે.
આંખ ફરકે છે.
(બે) સમુદ્રો ખળભળે છે.
ડાહ્યો માણસ શાન્ત [રહે છે.
મૂરખાઓ બકે છે.

મિત્ર પૂછે છે.
પાંદડાં પડે છે.
હૈયું ધરાય છે
રસોઇઆ રાંધે છે.
લોકો નીંદે છે.
માણસ કહે છે.
કમળ શણગારે છે.
મુખ બોલે છે.

### ૨. इકારાન્ત નામ.

#### પ્રત્યય.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુલ્લિંગ. | स् | ० | अस् |

---

* પૃ. ૪ ટીપ † જુઓ.

† વિસર્ગ પુર્વે આ હોય ને પછી સ્વર કે ઘોષ વ્યંજન આવે, તો વિસર્ગ ઉડી જાય છે. વળી વિસર્ગની પુર્વે अ હોય ને પછી अ સિવાય કોઈ પણ સ્વર હોય, તોપણ વિસર્ગ લોપાય છે; વિસર્ગ લોપ કર્યાથી પાસે આવેલા સ્વરોની સંધિ થતી નથી. ઉ૦ नराः इमे=नरा इमे; बुधः इच्छति=बुध इच्छति.

‡ સમાનપદે (એકને એકજ શબ્દમાં) ऋ, र्, ष, પછી લાગલોજ न् આવ્યો હોય તો તે न् નો ण થાય છે. વળી ऋ, र्, ष्, અને न् ની વચ્ચે સ્વર, ल् સિવાય અર્ધસ્વર, મહાપ્રાણ ह्, તેમજ કંઠ્ય કે ઓષ્ઠ્ય વર્ગનો વ્યંજન હોય, તો પણ न् નો ण् થાય છે. પરંતુ જો न् પદાંતે આવ્યો હોય તો તે न् નો ण् થતો નથી. ઉ૦ नरान्.

પ્રથમાના દ્વિવચનમાં इ દીર્ઘ થાય છે, અને બહુવચનમાં अस् પ્રત્યય લાગતાં इ નો ગુણ થાય છે; એ નિયમ પ્રમાણે—

| | | | |
|---|---|---|---|
| | हरिः | हरी | (हरे+अस्) हरयः |
| નપુંસકલિંગ. | ० | ई | इ. |

इકારાંત નપુંસક નામોને સ્વરાદિ પ્રત્યય લાગતાં, न् ઉમેરવામાં આવે છે વળી પ્રથમા અને દ્વિતીયાના બહુવચનમાં इ દીર્ઘ થાય છે. તેને લીધે—

| | | |
|---|---|---|
| वारि | वारिणी | वारीणि |

## નામ. (પુલ્લિંગ)

| | | |
|---|---|---|
| अग्नि અગ્નિ, દેવતા. | कपि વાંદરો, વાનર. | पवि ઇંદ્રનું વજ્ર. |
| अरि શત્રુ, દુશ્મન. | कवि કવિ. | पाणि હાથ. |
| असि તરવાર. | गिरि ગિરિ, પર્વત. | यति જતી, યોગી. |
| उदधि મહાસાગર. | धूर्जटि શિવ. | व्याधि વ્યાધિ, રોગ. |
| ऋषि ઋષિ. | नृपति રાજા. | हरि હરિ, ઇંદ્ર. |
| न (અવ્યય§) નહિ. | वारि (નપુંસકલિંગ) પાણી. | |

## વાક્યો

| | | |
|---|---|---|
| उदधिः क्षुभ्यति। | नृपतिर्व्रजति।* | गिरिर्वहति। |
| कपयः क्षिपन्ति। | वारीणि शुष्यन्ति। | व्याधयो नश्यन्ति |
| ऋषी चिन्तयतः। | अग्निर्दहति। | पविः पतति। |
| अरिः पीडयति। | कवयः शंसन्ति। | असयः पतन्ति। |
| पाणी हरतः। | वारि नास्ति। | यती चिन्तयतः। |

---

§ જેમને વિભક્તિના પ્રત્યય લાગતા નથી, એટલે જેમનું ભિન્ન ભિન્ન રૂપાખ્યાન થતું નથી, તેમને અવ્યય કહે છે.

* स् અથવા વિસર્ગની પહેલાં अ કે आ સિવાય કોઇ પણ સ્વર હોય, ને પછી સ્વર કે ઘોષ વ્યંજન આવે, તો તે स् અથવા વિસર્ગનો र् થાય છે.

| | | |
|---|---|---|
| ધૂર્જટિ† રક્ષે છે. | રાજાઓ લઈ જાય છે. | તરવાર પડે છે. |
| ઋષિયો‡ શાન્ત હોય છે. | (બે) અગ્નિ શાન્ત થાય | (બે) દુશ્મનો જીતે છે. |
| | વ્યાધિ દુઃખ દે છે.[છે. | હરિ કોપ કરે છે. |
| વાંદરાઓ દોડે છે. | યોગીઓ તૃષ્ણા રાખતા નથી. | હાથ છાંટે છે. |
| કવિ વર્ણવે છે. | | પર્વત ઉભો રહે છે.* |

## પાઠ ૬ ઠ્ઠો.

## દ્વિતીયા વિભક્તિ.

### પ્રત્યય.

#### ૧. અકારાંત નામ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુલ્લિંગ. | म् | औ | आन् |
| | बुधम् | बुधौ | बुधान् |

નપુંસકલિંગ.—પ્રથમા પ્રમાણે.

નપુંસક નામોની દ્વિતીયા વિભક્તિનાં રૂપો હમેશાં પ્રથમા વિભક્તિ જેવાંજ હોય છે.

#### નામ ( પુલ્લિંગ )

| | | |
|---|---|---|
| अगद ઓસડ. | पाद પગ. | व्याघ्र વાઘ. |
| ओदन ભાત, રાંધેલા ચોખા. | पुरुष પુરુષ, મરદ. | व्याध શિકારી. |
| | प्राज्ञ ડાહ્યો માણસ. | शठ ખળ, લુચ્ચો. |
| किङ्कर ચાકર. | बिडाल બિલાડો. | शर તીર. |
| कोश ખજાનો, ભંડાર. | ब्राह्मण બ્રાહ્મણ. | शिष्य શિષ્ય. |
| गज હાથી. | भार ભાર, બોજો. | सिंह સિંહ. |
| ग्राम ગામ. | मोक्ष મોક્ષ, મુક્તિ. | सूर्य સૂર્ય, સૂરજ. |
| जनक બાપ. | योध યોધો, લડવૈયો. | स्तेन ચોર. |
| देह, શરીર. | वेद વેદ. | स्वर्ग સ્વર્ગ. |

† ર્ પછી ર્ આવે, તો પૂર્વ ( પહેલાંનો ) ર્ લોપાય છે, તથા ના પુર્વનો સ્વર હ્રસ્વ હોય તો દીર્ઘ થાય છે.

‡ વિસર્ગ પછી श् ष् કે स् આવે તો વિસર્ગ કાયમ રહે છે, અથવા વિકલ્પે તે વિસર્ગને બદલે અનુક્રમે श्, ष्, કે स् મૂકાય છે.

* વિસર્ગની પછી च् કે छ् આવે તો વિસર્ગનો श् થઈ જાય છે. કે ट् આવે તો ष्, ને त् કે थ् આવે તો स् થઈ જાય છે. જેમકે; हरिः चरति=हरिश्चरति; रामः तरति=रामस्तरति અને रामः टीकते=रामष्टीकते.

(નપુંસકલિંગ.)

| | | |
|---|---|---|
| अरण्य અરણ્ય, જં- | नगर નગર, શહેર. | वस्त्र વસ્ત્ર, લુગડું. |
| तत्त्व તત્ત્વ. [ગલ. | पाप પાપ. | विष વિષ, ઝેર. |
| तृण તરણું, ઘાસ. | पुस्तक પુસ્તક. | सुवर्ण સોનું. |
| धान्य ધાન્ય, અનાજ. | मांस માંસ. | |

ગણ ૧૦ માના ધાતુ.

दण्ड् દંડ કરવો, શિક્ષા કરવી; भक्ष् ભક્ષણ કરવું, ખાવું; मार्ग् શોધવું.

વાક્યો.

ईश्वरं जनः पूजयति ।
नृपः शठान् दण्डयति ।
रामो†ऽश्वमारोहति ।
व्याघ्रो मांसमत्ति ।
हरिर्हस्तौ क्षालयति ।
योधः शरान् क्षिपति ।
धनं लुभ्यति ।
स्तेनो धान्यं चोरयति ।
नगरं *गच्छामि ।
पापं वदसि ।
स्मरसि मित्राणि ।
बुधो मोक्षमिच्छति ।
कविः बुधौ शंसति ।
पुत्रो जनकं सान्त्वयति ।
पुस्तकं मार्गयामि ।
सुवर्णं तोलयामः ।
ग्रामानटावः ।
फले भक्षयामि ।
कमलानि पश्यति ।
भारं वहति किङ्करः ।
प्रज्ञान् वर्णयन्ति जनाः ।
वस्त्रं त्यजति मूर्खः ।
तृणान्यत्त्यश्वः × ।
यतिर्देहं मुञ्चति ।

† પદાન્તે ए કે ओ હોય, ને પછી अ આવે, તો તે अ, પૂર્વના સ્વરમાં એટલે ए કે ओ માં ડુબી જાય છે; એટલે તે બોલાતો નથી, ને લખાતો એ નથી; પણ તેને ઠેકાણે (ऽ) અવગ્રહ ચિન્હ ઘણું કરીને મૂકવામાં આવે છે.

* ક્રિયાપદ ગતિવાચક હોય તો, જે સ્થાને જવાનું હોય, તે સ્થાન બતાવનાર શબ્દ દ્વિતીયા વિભક્તિમાં, ને કોઇ વખત ચતુર્થી વિભક્તિમાં આવે છે.

× હ્રસ્વ કે દીર્ઘ इ, उ, ऋ ને ऌ પછી વિજાતીય (જુદીજાતના) સ્વર આવે તો, તે इ, उ, ऋ ને ऌ ને ઠેકાણે અનુક્રમે य्, व्, र् ને ल् મૂકાય છે.

व्याधयो नरान् पीडयन्ति ।
जलं पिबथ ।
રામ વાઘો જુએ છે.
ઘોડા ખજાનો વહે છે.
ડાહ્યો માણસ સ્વર્ગે ચઢે§ છે.
સિંહો હાથીઓને ખાઇ જાય છે.
(તે) ફળો ગણે છે.
યોગી વન જાય છે.
યોધો (બે) તીર ફેંકે છે.
પરમેશ્વર માણસોને સંભાળે છે.
(બે) ગામોમાં‡ (અમે) પેસીએ છિયે.
(તેઓ) પગ ધુએ છે.
દીકરો બાપને ખુશી કરે છે.
માણસો કાચબાઓ ખાય છે.
વાંદરાઓ ઝાડો પર ચઢે છે.
(તે) ચાકરોને પૂછે છે.

बिडालांx स्ताडयति पुरुषः।
गृहं प्रविशामः।
(બે) મૂર્ખાઓ ઝેર પીએ છે.
રાજાઓ ચોરને સજા કરે છે.
(તેઓ) પુસ્તકો ગોઠવે છે.
(તમે) ભાત ખાઓ છો.
રામને મિત્રો સંભારે છે.
લોકો રાજાઓને વખાણે છે.
ડાહ્યા માણસો લોકોને દોરે છે.
(હું) સત્ય સમજું છું.
વેદો સૂરજને વખાણે છે.
બાપ (પોતાનાં બે) છોકરાંને બોલાવે છે.
મૂર્ખાઓ ડાહ્યા માણસોને નિંદે છે.
રાજા યોદ્ધાને કહે છે.

## ૨. इકારાંત નામ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુલ્લિંગ. | म् | ० | न् |

બહુવચનમાં न् પ્રત્યય લાગતાં, તેમજ દ્વિવચનમાં પણ અંત્ય इ દીર્ઘ થાય છે; તેથી કરીને—

हरिम् हरी हरीन्

x પદાન્ત न् પછી च् छ्, त् थ् તથા ट् ठ् આવે તો, તે न् ને ઠેકાણે અનુસ્વાર અને વિસર્ગ થાય છે. આ સંધિમાં તે વિસર્ગનો स् થાય છે. (જુઓ ટિકા * પૃષ્ઠ ૧૮.)

§ દ્વિતિયા વાપરવી, કેમકે रुह् (=ઉપર ચઢવું, પલાણવું) ધાતુ ગતિવાચક છે.

‡ विश् (પ્રવેશ કરવો, પેસવું) સકર્મક છે, માટે દ્વિતીયા વાપરવી.

## નામ (પુંલ્લિંગ)

अतिथि પરોણો.
अधिपति ઉપરી, ધણી.
अलि ભમરો, મધમાખ.
कलि કજીઓ.
किरि ભૂંડ, ડુક્કર
बलि બળિદાન
भिक्षुक ભિખારી, યાચક.
मणि મણિ [યક.
रवि રવિ, સૂર્ય.
राशि ઢગ, ઢગલો.
वायस કાગડો.
विधि અદૃષ્ટ, નશીબ.
व्रीहि જુદીજુદી જાતના ચોખા કે દાણા.
सारथि સારથી, રથ હાંકનારો.

प्र+क्षल् ગ. ૧૦, પખાળવું, ધોવું.
गण् ગ. ૧૦, ગણકારવું.
दा [यच्छ्] ગ. ૧, દેવું, આપવું.
अभि+नन्द् ગ. ૧, આનંદ પામવો, ગમવું.
आ+नी ગ. ૧, આણવું, લાવવું.
अनु+सृ ગ. ૧, અનુસરવું.
अपि (અવ્યય) પણ, એ.

वायसो बलिं भक्षयति ।
नृपतिररीञ्*जयति ।
हरिं पीडयति व्याधिः ।
मेघो वारि सिञ्चति ।
कमलमलीन् प्रीणयति ।
रामो रविं नमति ।
पाणी प्रक्षालयामः ।
असीन्वहन्ति योधाः ।
कविं मुञ्चामि ।
नृपतिं वर्णयन्ति कवयः ।
मणिं चोरयति स्तेनः ।
अधिपतीन्किंकरा अनुसरन्ति ।
उदधिं गच्छावः ।
ऋषी नमामः ।
व्याघ्रः किरीनत्ति ।
सारथीनाह्वयामः ।
ईश्वरो विधिं जयति ।
राशिं नयतः ।
व्रीहीनुञ्छति भिक्षुकः ।

* જ્યારે स् કે અન્ય દંત્ય વ્યંજન, श् કે અન્ય તાલવ્ય વ્યંજન સાથે જોડાય ત્યારે દંત્યને ઠેકાણે તેને મળતો તાલવ્ય મૂકાય છે-એટલે કે, स् ને ઠેકાણે श्, त् ને ઠેકાણે च्, द् ને ઠેકાણે ज् ઇ૦ થાય છે; જ્યારે દંત્ય ને મૂર્ધન્ય જોડાય ત્યારે પણ, એવીજ રીતે દંત્યને ઠેકાણે મૂર્ધન્ય થાય છે,-એટલે કે स् ને ઠેકાણે ष्, त् ને ઠેકાણે ट्, थ् ને ઠેકાણે ठ् ઇ૦, થાય છે. અર્થાત્, તાલવ્ય કે મૂર્ધન્ય સાથે દંત્યના સંયોગમાં દંત્યનો અનુક્રમે મળતો તાલવ્ય કે મૂર્ધન્ય થાય છે.

गिरीऽ आरोहन्ति ।
कवींन् जनः पूजयति ।
यतिं पृच्छन्ति शिष्याः ।
કવિયો ઋષિઓને વખાણે છે.
રામ કવિઓને નમે છે.
યોગી પર્વત (તરફ)* જાય છે.
(બે) વાંદરાને (હું) મારૂં છું.
હરિ ઢગલા લાવે છે.
તે હાથને સ્પર્શ કરે છે.
ઓસડો રોગોને હરણ કરે છે.
(તે)પારધી(બે)કુકરોને જુએ છે.
હરિ (પોતાના) શત્રુને મારે છે.

व्याधिं न गणयामि ।
अतिथीन्पूजयन्ति ब्राह्मणाः।
कलीन्नाभिनन्दति बुधः ।
યોધો તરવાર ફેંકે છે.
(હું) મણિઓ ઇચ્છું છું.
(તે) દરિયાઓ (ઉપર)‡ ભટકે છે.
માણસ અગ્નિમાં પેસે છે.×
(બે) સારથીઓને (તે) પૂછે છે.
લોકો રાજાઓને ખુશી કરે છે.
રાજાઓ પણ યોગીઓને નમે છે.
ઘોડાઓ પાણી પીએ છે.
માણસો બળિદાનો આપે છે.

## પાઠ ૭.

## તૃતીયા વિભક્તિ.

### अકારાંત તથા इકારાંત નામ.

પ્રત્યય.

| | | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|---|
| પુલ્લિંગ. | अકારાંત— | इन | भ्याम् | ऐस् |
| | इકારાંત— | ना | ,, | भिस् |

भ्याम् પ્રત્યય લાગતાં પૂર્વનો अ દીર્ઘ થાય છે.

§ બે સ્વરો પાસે આવ્યા છતાં સંધિ થતી નથી, એવું થોડેજ પ્રસંગે બને છે. આ ઠેકાણે એવો નિયમ લાગુ પડે છે કે જ્યારે નામ કે ક્રિયાપદના દ્વિવચનના છેડે દીર્ઘ ई, ऊ, કે ए આવ્યો હોય ત્યારે પછીના સ્વર સાથે તેની સંધિ થતી નથી.

* પૃ. ૧૯ ટીપ * જુઓ.

‡ દ્વિતીયા વાપરવી; કારણ કે अट् ગતિવાચક છે.

× પૃ. ૨૦ ટીપ ‡ જુઓ.

| दण्डेन | दण्डाभ्याम् | दण्डैः |
|---|---|---|
| मणिना | मणिभ्याम् | मणिभिः |

નપુંસકલિંગ. } અકારાંત નપુંસક નામોનાં રૂપો પહેલી બે વિભક્તિ સિવાય બાકીની બધી વિભક્તિઓમાં અકારાંત પુલ્લિંગ નામ જેવાંજ થાય છે.

| નપુંસકલિંગ ઇકારાંત—आ | भ्याम् | भिस् |
|---|---|---|
| वारिणा§ | वारिभ्याम् | वारिभिः |

नाम (પુલ્લિંગ)

| | | |
|---|---|---|
| अलंकार અલંકાર, | दण्ड લાકડી, દંડ. | यजमान જજમાન, ઘરધણી. |
| आतप તડકો[ધરેણું. | देव દેવ, ઇશ્વર. | यत्न પ્રયત્ન, મહેનત. |
| इन्द्र ઇંદ્ર. | नद નદી. [નાર. | रथ રથ. [રાજા. |
| उपहार ભેટ. | नाविक નાવ ચલાવ- | रावण રાવણ લંકાનો |
| कर હાથ, કર. | पत्ति પાળો. | विधि વિધિ, શાસ્ત્ર- |
| कासार તળાવ. | बाण બાણ, તીર. | ની આજ્ઞા. |
| कौशिक કુશનો વંશજ, કૌશિક ગોત્રનો પુરુષ. | मन्त्र મંત્ર (વેદના) સૂક્તની કડી. | श्लोक શ્લોક, કવિ- તાની કડી. |

( નપુંસકલિંગ. )

| | | |
|---|---|---|
| अन्न અન્ન, ખોરાક. | चक्र ચક્ર, પૈડું, ચાક. | शरीर શરીર. |
| अर्घ्य અર્ઘ્ય, પુજાનો સામાન. | नख નખ. | शास्त्र શાસ્ત્ર. |
| इन्धन બળતણ | पुण्य પુણ્ય. | शीर्ष શીષ, માથું. |
| खनित्र કોદાળો. | यन्त्र યંત્ર, સાંચા. | सूक्त સૂક્ત, વેદની |
| गोत्र ગોત્ર, વંશ, કુળ. | रत्न રત્ન, જવાહિર. | કવિતાનું પદ. |

વિશેષણ—खञ्ज લંગડો. प्रभूत પુષ્કળ.

ટીપ–વિશેષણને વિશેષ્યની જાતિ, વચન અને વિભક્તિ લાગે છે.

---

§ પૃ. ૧૭ નો નિયમ, તથા પૃ. ૧૬ ની ટીપ ‡ જુઓ.

## ધાતુઓ.

खन् ગ. ૧, ખણવું, ખોદવું.
अव(ઉપ.)+गम् ગ.૧, જાણવું.
चल् ગ. ૧ ચાલવું, ખસવું.
प्र(ઉપ.)+हृ ગ. ૧, પ્રહાર કરવા; મારવું; માર મારવા.
अव+नम् નમવું, નમી જવું.
वि+राज् પ્રકાશવું, સુન્દર દેખાવું.
दृ (दार्) ગ ૧૦, ફાડવું.
सह (અવ્યય) સહિત, સાથે.

## વાકયો.

पुरुषः स्तेनं दण्डेन ताडयति।
शरीरमलंकारैर्भूषयति। [न्ति
नाविका नक्रेण समुद्रं प्रविश-
योधो बाणैरिञ्जयति।
पादेन खञ्जः। [हरिः।
पुत्रैः*सह ग्रामं गच्छति
चक्राभ्यां चलति रथः।
खनित्रेण खनति।
रामोऽर्घ्येण§ ऋषिं पूजयति।
कवयः श्लोकैर्नृपं वर्णयन्ति।
बुधाः सुखेन जीवन्ति।
नेत्राभ्यां पश्यति जनः।
वारिणा हस्तौ क्षालयति।
पाणिभ्यां स्पृशति शीर्षम्।
सिंहो नखैर्गजान् दारयति।
अग्निना गृहं दहति। [ति।
बुधः शास्त्रे×ण तत्त्वमवगच्छ-
पत्तिभिर्गच्छति योधः।
पादाभ्यां धावन्ति बालाः।
पुण्येन हरिं पश्यति।
करेणाह्वयति रामं हरिः।
रामः कपिभिर्जयति रावणम्।
गोत्रेण कौशिकोऽस्मि।
दुःखेन मुह्यति जीवः।
इन्धनैः पचत्योदनम्।

---

* જે નામને सह અવ્યય જોડવામાં આવે છે, તે નામ તૃતીયા વિભક્તિમાં મૂકવું જોઇએ.

§ છેલ્લા ચાર સ્વર (ए, ऐ, ओ, औ) સિવાય બીજા કોઈ પણ સ્વર પછી હ્રસ્વ ઋ આવે તો સંધિ કરવી, અથવા તો સંધિ ન કરતાં માત્ર પુર્વનો સ્વર દીર્ઘ હોય તો હ્રસ્વ કરવો.

× પૃ. ૧૯ ની ટીપ * જુઓ.

રામ મણીઓવડે શરીર શણગારે છે.
માણસ મુખવડે બોલે છે.
માણસો અન્નવડે શરીર પોષે છે.
(તેઓ) માથે ભાર વહે છે.
હરિ પ્રયત્નોથી ઋષિને સંતુષ્ટ કરે છે.
રાજાઓ ભેટોવડે સંતુષ્ટ થાય છે.
રથો યંત્રોવડે ચાલે છે.
બ્રાહ્મણો (બે) સુકતોવડે દેવને બોલાવે છે.
તે વિધિથી ઇશ્વરને પૂજે છે.
(બે)શ્લોકવડે (તે) રામને વખાણે છે.
માણસ શત્રુને તરવારવડે મારે છે.
રામ સારથિ સાથે જાય છે.
તળાવ કમળોવડે શોભે છે.

લોકો ઘણા મણીઓથી પણ ખુશી થતા નથી.
(અમે) રથમાં (બેશીને) ગામ જઇએ છીએ.
તે દેવોને બળિદાનવડે ખુશી કરે છે.
વાઘ માંસવડે જીવે છે.
તે ચિતથી ઇશ્વરનું ચિંતન કરે છે.
ઈંદ્ર (પોતાના) વજ્રવડે પર્વતોને મારે છે.
વૃક્ષો પાણીવડે ઉગે છે.
વાંદરાઓ ફળોવડે સંતોષ પામે છે.
વસંતઋતુ ઝાડોને પાંદડાંવડે શણગારે છે.
તળાવો સૂર્યવડે સુકાઈ જાય છે.
માથું ભારવડે નીચે નમી જાય છે.

## પાઠ ૮ મો.

### ચતુર્થી અને પંચમી વિભકિત.

પ્રત્યય.

| | | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|---|
| अकारांत પુલ્લિંગ | ચ૦ | य | भ्याम् | भ्यस् |
| | પં૦ | आत्. | ,, | ,, |
| अकारांत નપુંસક. | ચ૦ પં૦ | પુલ્લિંગ પ્રમાણે. | | |

य તથા भ्याम् પ્રત્યય લાગતાં પૂર્વનો अ દીર્ઘ થાય છે. અને भ्यस् પ્રત્યય લાગતાં अ નો ए થાય છે.

| એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|
| रामाय | रामाभ्याम् | रामेभ्यः |
| रामात् | ,, | ,, |

| | | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|---|
| इकारांत પુલ્લિંગ, તથા નપુંસકલિંગ | ચ૦ | ए | भ्याम् | भ्यस् |
| | પં૦ | अस् | ,, | ,, |

| | | |
|---|---|---|
| ચ૦—हरे*+ए=हरये | हरिभ्याम् | हरिभ्यः |
| પં૦—हरे+अस्=हरेः‡ | ,, | ,, |
| ચ૦—वारिणे | वारिभ्याम् | वारिभ्यः |
| પં૦—वारिणः | ,, | ,, |

## નામ—પુલ્લિંગ.

**अश्वपति** વિશેષ નામ.
**आचार्य** આચાર્ય, ધર્મગુરૂ
**कृषीवल** ખેડુત.
**कृष्ण** વિશેષ નામ.
**क्रोध** ક્રોધ
**कोश** કોશ,એમાઇલ.
**तिल** તલ.
**द्वीप** દ્વીપ,બેટ,ખંડ.
**निष्क** સોના મહોર.
**पर्वत** પર્વત
**पाप** પાપી, દુષ્ટ.
**प्रासाद** મહેલ.
**भृत्य** ચાકર.
**माष** અડદ.
**मोदक** લાડુ.
**याचक** યાચક,માગણ.
**लोक** લોક, દુનિયા.
**वध** વધ, ઘાત.
**वराह** ભૂંડ.
**विनय** વિનય,નમ્રતા.
**शिखर** શિખર,ટોચ.
**सार्थ** સાથ, કાફલો, ટોળું.
**सेनापति** સેનાપતિ.
**सैनिक** લશ્કરીસિપાઇ

વિશેષણ:**मूक** મુંગો.

## નપુંસકલિંગ.

**अज्ञान** અજ્ઞાન.
**आकाश** આકાશ.
**आसन** આસન, બેઠક
**उद्यान** વાડી.
**कल्याण** કલ્યાણ, [ભલું.
**कुसुम** ફુલ
**क्षेत्र** ખેતર
**जाड्य** આળસ.
**ज्ञान** જ્ઞાન.
**तारक** તારો, ચાંદરણી
**पद** પગલું.
**पल्वल** તળાવડું, ખાબોચિયું
**भोजन** ભોજન.
**मौन** શાંતતા.
**योजन** જોજન, ચાર કોસ.
**राज्य** રાજ્ય.
**वन** વન.
**शत** સો.
**सींहासन** સીંહાસન
**स्वकृत्य** સ્વધર્મ, પોતાની ફરજ.

---

* ચતુર્થી, પંચમી, અને ષષ્ઠીના એક વચનના પ્રત્યયલાગતાં, હ્રસ્વ इ કારાંત તથા उ કારાંત પુલ્લિંગનામોના અંત્ય સ્વરનો ગુણ થાય છે.

‡ अस् પ્રત્યયની પુર્વે ए કે ओ હોય, તો તેનો अ લોપાય છે.

## ધાતુઓ.

### ગણ ૧.

अधि (ઉપ.)+गम् મેળવવું;

प्रति+आ (ઉપ.)+गम् પાછું આવવું.

दा [ यच्छ् ] દાન કરવું, આપવું.

प्रति (ઉપ.)+दा બદલે આપવું.

भज् ભજવું.

उद् (ઉપ.)+भू ઉદ્ભવ થવો, ઉત્પન્ન થવું, નીપજવું.

उद् (ઉપ.) + स्था [ तिष्ठ् ] ઉઠવું, ઉભા થવું.

उप (ઉપ.)+दिश् ગ० ૬, ઉપદેશ કરવો, શિખવવું, સમજાવવું.

धृ ગ० ૧૦, ધારણ કરવું, પહેરવું; દેણદાર હોવું*, દેવું હોવું.

### અવ્યય.

नमस्‡ નમસ્કાર. विना શિવાય. स्वस्ति સ્વસ્તિ, અખંડ કલ્યાણ.

### વાક્યો.

हरिर्ब्राह्मणेभ्यो निष्कान् यच्छति ।

मनुष्यो ग्रामाय गच्छति ।

कल्याणाय हरिं भजति ।

फलेभ्यो गच्छामि ।

हरये नृपतिः कुप्यति † ।

मोदकेभ्योबालः स्पृहयति ।

नगराद्गागच्छति । §

अश्वात्पतति ।

अतिथिभ्योऽन्नं यच्छति ।

तिलेभ्यः प्रतियच्छति माषान् ।

आसनेभ्य उत्तिष्ठन्त्याचार्याः

---

* જ્યારે धृ ધાતુનો અર્થ દેણદાર હોવું થાય છે, ત્યારે લેણદારનું નામ ચતુર્થીમાં આવે છે, અને લેણું બતાવનાર શબ્દ દ્વિતીયામાં આવેછે, તથા દેવાદાર પ્રથમામાં આવે છે.

‡ જે નામને नमः કે स्वस्ति જોડવામાં આવે, તે ચતુર્થીમાં આવે છે. विना જોડવામાં આવે, તે બીજી, ત્રીજી, કે પાંચમીમાં આવે છે.

† ક્રોધ, દ્રોહ,(=દ્વેષ,) ઇર્ષ્યા (=ચડસાચડસી), કે અસૂયા (=અદેખાઈ)ના અર્થના ક્રિયાપદો સાથે, ક્રોધ વગેરે જેના પ્રત્યે બતાવવામાં આવે છે તેને ચતુર્થી લગાડવામાં આવે છે. स्पृह् ક્રિયાપદની સાથે ઇચ્છિત વસ્તુવાચક શબ્દ પણ ચોથીમાં આવે છે.

§ અનુનાસિક તથા અંતસ્થ સિવાયના કોઇપણ વ્યંજન પછી ઘોષ વ્યંજન કે શબ્દનો પ્રથમાક્ષર સ્વર આવે તો પૂર્વના વ્યંજનને બદલે પૂર્વ વ્યંજનના વર્ગનોજ ત્રીજો અક્ષર મૂકાય છે.

यथाग्निनारिर्न शाम्यति। रवेर्लोकः सुखमधिगच्छति। प्रासादाज्जनं पश्यति नृपः। शिष्याय शास्त्रमुपदिशति। कलिभ्यो दुःखान्युद्भवन्ति। शिखरात्पतन्ति गजाः। द्वीपाद् द्वीपमटति सार्थः। भृत्यं क्रोधाद्ग्रामस्ताडयति।

नगरं वनाद्योजनम्। नमो देवेभ्यः। स्वस्ति हरये। पल्वलेभ्यो वराहा उत्तिष्ठन्ति। विनयः सुखाय भवति। निष्कान् धारयति रामाय हरिः।



રામ ભોજનને વાસ્તે ઘેર જાય છે. ફળો વૃક્ષો ઉપરથી પડે છે. (હું) યાચકોને ધન આપું છું. હરિને અશ્વપતિની સો (મોહોરો) દેવી છે. § ડાહ્યો માણસ મોક્ષ સારૂ ઇશ્વરને ભજે છે. સેનાપતિ લશ્કરી સિપાઇઓને (એક) ગામથી (બીજે) ગામ લઈ જાય છે.‡

બ્રાહ્મણો રાજાઓ પાસેથી ધન મેળવે છે. પર્વત સમુદ્રથી (બે) યોજન છે. હરિ ફુલોનેમાટે બાગ તરફ જાયછે. દુઃખ પાપમાંથી નિપજે છે. દેવો પાપીઓને સ્વર્ગમાંથી ફેંકી દે છે. રામ સ્વધર્મથી ચૂકે છે. (બે) ઢગલામાંથી (તે) ચોખા લાવે છે.

---

† પૃ૦ ૨૧ ની ટીપ * જુઓ.

§ પૃ૦ ૨૭ ની ટીપ * જુઓ.

‡ કેટલાક ધાતુ દ્વિકર્મક છે; જેમ કે, ની प्रच्छ्, याच्. વળી, આ ધાતુના જેવા અર્થવાળા બીજા ધાતુ પણ દ્વિકર્મક છે.

શિષ્યો (પોતાના)આચાર્યોપાસેથી જ્ઞાન મેળવે છે.
રાજાઓ ( પોતાના ) રાજ્યોનું શત્રુઓથી રક્ષણ કરે છે.
રાજા સિંહાસન ઉપરથી (પોતાના) સેનાપતિને કહે છે.
આળસને લીધે (તે) (એક)પગલું પણ ચાલતો નથી.
વિનયને લીને(તે)મુંગો ઉભો રહેછે.

(હું) બાગમાંથી પાછો ફરૂં છું.
ખેડુતો ધાન્યને માટે ખેતર ખેડે છે.
છોકરો બાપ પાસેથી ધન મેળવે છે.
મૂર્ખાઓ અજ્ઞાનને લીધે બડબડે છે.
કુકરો તળાવમાંથી પાણી પીએ છે.
આકાશમાંથી તારાઓ પડે છે.
કવિઓને અખંડ કલ્યાણ !



## પાઠ ૬ મો.

### ષષ્ઠી, સપ્તમી અને સંબોધન.

પ્રત્યય.

| | | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|---|
| અકારાંત પુલ્લિંગ. | ષ૦ | स्य | ओस् | नाम् |
| | સ૦ | इ | ,, | सु |

અકારાંત નપુંસક—પુલ્લિંગ પ્રમાણે.

नाम् પ્રત્યયની પહેલાં અંત્ય હ્રસ્વ સ્વર દીર્ઘ થાય છે; ओस् તથા सु પ્રત્યય લાગતાં અંત્ય अ નો ए થાય છે.

| | | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|---|
| इકારાંત પુલ્લિંગ | ષ૦ | अस् | ओस् | नाम् |
| | સ૦ | औ | ,, | सु |

औ પ્રત્યય લાગતાં પૂર્વની इ લોપાય છે.

अકારાંત નામના સંબોધન એકવચનમાં મૂળરૂપ જ વપરાય છે; અને इકારાંત નામનું સંબોધન એકવચન મૂળરૂપના અંત્ય इકારનો ए કરવાથી થાય છે; બંનેનાં દ્વિવચન ને બહુવચન, પ્રથમાનાં તે તે રૂપો જેવાં જ છે.

| | | | |
|---|---|---|---|
| ષષ્ઠી | रामस्य | रामयोः | रामाणाम् |
| સપ્તમી | रामे | ,, | रामेषु |
| સંબોધન | राम | रामौ | रामाः |
| ષષ્ઠી | हरेः | हर्योः | हरीणाम् |
| સપ્તમી | हरौ | ,, | हरिषु |
| સંબોધન | हरे | हरी | हरयः |

इકારાંત નપુંસક. { ષ૦ अम् ओस् नाम्
સ૦ इ ,, षु

इકારાંત નપુંસક લિંગના સંબોધનનું એકવચન, મૂળરૂપના અંત્ય इકારનો વિકલ્પે ગુણ કરવાથી, થાય છે; અને દ્વિવચન ને બહુવચન પ્રથમાનાં તે તે રૂપો જેવાં જ છે.

| | | | |
|---|---|---|---|
| ષષ્ઠી | वारिणः | वारिणोः | वारीणाम् |
| સપ્તમી | वारिणि | ,, | वारिषु |
| સંબોધન | वारे, वारि | वारिणी | वारीणि |

## નામ. ( પુલ્લિંગ ).

**अवकाश** જગ્યા, અવકાશ.
**आचार** આચાર, યોગ્ય ચાલ.
**खड्ग** ખડગ, તલવાર
**ग्रीष्म** ગ્રીષ્મ, ઉષ્ણ ઋતુ.
**चन्द्र** ચંદ્ર.
**दीप** દિવો.
**धनपति** કુબેર
**धनिक** પૈસાદાર, તવંગર
**धर्म** ધર્મ, ફરજ.
**निधि** ભંડાર, ખજાનો.
**पराक्रम** પરાક્રમ, પુરૂષાર્થ.
**पालक** પાળનાર, રક્ષણ કરનાર
**प्रकाश** પ્રકાશ, તેજ.
**प्रसाद** મહેરબાની.
**यक्ष** કુબેરનો ચાકર.
**वर्ण** વર્ણ, જાતિ, રંગ.
**वास** વાસ, રહેઠાણ.
**वीर** વીર, લડવૈયો.
**वृष** બળદ.
**श्वापद** શિકારી પશુ
**सुमन्त्र** રામનો સારથિ (વિ. નામ)

† પૃષ્ઠ ૨૬ ટીપ * જુઓ.

## નપુંસકલિંગ.

| | | |
|---|---|---|
| औषध ઔષધ, ઓસડ. | चित्त ચિત્ત. | वचन વચન. |
| कारण કારણ. | प्रमाण પ્રમાણ, સાબિતી. | वैर વેર, દુશ્મનાઇ. |
| घृत ઘી. | युद्ध યુદ્ધ, લડાઇ. | सौन्दर्य સુંદરપણું, ખુબસુરતી. |
| चरित સંસારમાં વર્તવાની રીત. | यूथ જથો, ટોળું. | हिम હિમ, બરફ. |
| | लाङ्गूल પૂછડું. | हर्म्य ઘર, હવેલી. |

## વિશેષણ.

| | | |
|---|---|---|
| आह्लादक ખુશકારક | चण्ड પ્રચંડ, ગરમ, ઉગ્ર. | प्रशस्य પ્રશંસાને પાત્ર, વખાણવાલાયક |
| गर्ह्य નિંદવાલાયક | दीर्घ દીર્ઘ, લાંબુ. | लवण ખારૂં. |
| श्रेष्ठ શ્રેષ્ઠ, સર્વોત્તમ. | प्रथम પ્રથમ, પહેલું. | |

क्षम् [ क्षाम् ] ગ. ૪. ક્ષમા કરવી, માફ કરવી.

प्र+रुह् ઉગવું.

उप ( ઉપસર્ગ )+विश् બેસવું.

क्व ( અવ્યય ) ક્યાં ?

## વાક્યો.

नराणां पालको नृपः ।

समुद्रस्य जलं लवणम् ।

देवस्य प्रसादेन जीवामि ।

शास्त्राणां तत्त्वं प्राज्ञो बोधति ।

वीरयोर्युद्धं भवति ।

वारीणां निधिरुदधिः ।

आसनेषूपविशन्ति ।

गिरेः शिखराद् वृक्षः पतति ।

कासारे कमलान्युद्भवन्ति ।

गजानां यूथं चरति ।

ग्रीष्मे सूर्यस्य प्रकाशश्चण्डो भवति ।

वर्णानां ब्राह्मणः श्रेष्ठः ।

ऋषीणां वचनं प्रमाणम् ।

शठानां चरितं गर्ह्यम् ।

कवयो लोकेषु वीराणां पराक्रमान् प्रथयन्ति ।

हरेः पुस्तकं क्वास्ति ।

नगरे जना वसन्ति ।

रामस्य पुत्रा ग्रामं गच्छन्ति ।

वनेषु श्वापदाः सन्ति ।

**आचार्याः शिष्याणां श्रम कथयन्ति । नश्यन्ति ।**
**मनुष्याणामगदेन व्याधयो**
**रामस्य सारथिः सुमन्त्रो वनं रथं* नयति ।**
**चन्द्रस्य प्रकाशो जनाना-**
હરિના (બે) છોકરાની ચાલ વખાણવા લાયક છે.
ઘરોમાં દિવા છે.
યક્ષો કુબેરના ચાકરો છે.
વાંદરાઓનાં પુંછડાં લાંબાં હોયછે.
કવિઓમાં કાલિદાસ પ્રથમ છે.
માણસનો ચાકર ગામ જાય છે.
રાજાઓ મહેલોમાં રહે છે.
પૈસાદારો હવેલીઓમાં રહે છે.
રામ માણસોમાં શ્રેષ્ઠ છે.
સરોવરનું પાણી ખારૂં છે.
પર્વતોનાં શિખરો ઉપર બરફ છે
ચોર બ્રાહ્મણનું ધન ચોરે છે.
(હું) વાડીઓના સૌન્દર્યવડે ખુશ થાઉં છું.
(તે) ઝાડનું પાંદડું લાવે છે.

**माह्लादको भवति ।**
**गिरिषु वसन्ति सिंहाः ।**
**अरीणां सैनिकान् नृपतिर्जयति ।**
**योधस्य पाणौ खड्गोऽस्ति ।**
**धूर्जटौ यतीनां चित्तमस्ति ।**
(હું) દેવતામાં ઘી નાંખું છું.
ખલાસીઓનું વેર લઢાઇનું કારણછે.
મૂર્ખાને (સુધારવાને) માટે કશું ઓસડ નથી.
ઓ હરિ, લોકો વિનયથી સંતુષ્ટ થાય છે.
વાદળાંઓ આકાશમાં ચાલે છે.
યોગીઓનું રહેઠાણ જંગલોમાં હોય છે.
દરિયામાં ઘણાં રત્નો હોય છે.
ફુલો બાગમાં ઝાડોને શણગારે છે.
ડાહ્યો માણસ (પોતાના) મનમાં ક્રોધને જગ્યા આપતો નથી.
ઈશ્વર પાપીઓનાં પાપ ક્ષમા કરે છે.
કમળો પાણીમાં ઉગે છે.

## સારાંશ તથા સવાલ.

**नृप—પુલ્લિંગ.**

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | नृपः | नृपौ | नृपाः |

* પૃ. ૨૮. ટીપ ‡ જુઓ.

| | | | |
|---|---|---|---|
| દ્વિતીયા | नृपम् | नृपौ | नृपान् |
| તૃતીયા | नृपेण | नृपाभ्याम् | नृपैः |
| ચતુર્થી | नृपाय | ,, | नृपेभ्यः |
| પંચમી | नृपात् | ,, | ,, |
| ષષ્ઠી | नृपस्य | नृपयोः | नृपाणाम् |
| સપ્તમી | नृपे | ,, | नृपेषु |
| સંબોધન | नृप | नृपौ | नृपाः |

## कलि—પુલ્લિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | कलिः | कली | कलयः |
| દ્વિતીયા | कलिम् | ,, | कलीन् |
| તૃતીયા | कलिना | कलिभ्याम् | कलिभिः |
| ચતુર્થી | कलये | ,, | कलिभ्यः |
| પંચમી | कलेः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | कल्योः | कलीनाम् |
| સપ્તમી | कलौ | ,, | कलिषु |
| સંબોધન | कले | कली | कलयः |

## वन—નપુંસકલિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | वनम् | वने | वनानि |
| દ્વિતીયા | ,, | ,, | ,, |
| તૃતીયા | वनेन | वनाभ्याम् | वनैः |
| ચતુર્થી | वनाय | ,, | वनेभ्यः |
| પંચમી | वनात् | ,, | ,, |
| ષષ્ઠી | वनस्य | वनयोः | वनानाम् |
| સપ્તમી | वने | ,, | वनेषु |
| સંબોધન | वन | वने | वनानि |

## सुरभि—નપુંસકલિંગ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | सुरभि | सुरभिणी | सुरभीणि |
| દ્વિતીયા | ,, | ,, | ,, |
| તૃતીયા | सुरभिणा | सुरभिभ्याम् | सुरभिभिः |
| ચતુર્થી | सुरभिणे | ,, | सुरभिभ्यः |
| પંચમી | सुरभिणः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | सुरभिणोः | सुरभीणाम् |
| સપ્તમી | सुरभिणि | ,, | सुरभिषु |
| સંબોધન | सुरभि, सुरभे | सुरभिणी | सुरभीणि |

(क) છેલ્લા ચાર સિવાય સજાતીય સ્વરની સંધી શી ?

(ख) अ કે आ પછી હ્રસ્વ કે દીર્ઘ इ, उ, ऋ કે ऌ આવે તો, સંધિ શી ?

(ग) अ કે आ પછી ए, ऐ, ओ, औ આવે, તો સંધિ શી ?

(घ) હ્રસ્વ કે દીર્ઘ इ, उ, ऋ, ऌ પછી કોઇપણ વિજાતીય સ્વર આવે, તો સંધિ શી ?

(ङ) ए કે ओ પછી अ આવે તો, સંધિ શી ?

(च) નામના દ્વિવચનને છેડે આવેલા ई, ऊ, કે ए પછી કોઇ પણ સ્વર આવે તો, અને છેલ્લા ચાર શિવાય કોઇપણ સ્વર પછી ऋ આવે તો, સંધિ શી ?

(छ) પદને અંતે म् આવે તો, શું થાય ?

(ज) જોડે આવેલા દંત્ય અને તાલવ્ય વ્યંજનની સંધિ શી ?

(झ) જોડે આવેલા દંત્ય અને મૂર્ધન્ય વ્યંજનના સંધિ શી ?

(ञ) પહેલા પાંચ વર્ગના અનુનાસિક શિવાય કોઇપણ વ્યં-

જન પછી ઘોષ વ્યંજન કે શબ્દનો પ્રથમાક્ષર સ્વર આવે, તો સંધિ શી ?

(ट) र् પછી र् આવે, તો સંધિ શી ?

૨. न् નો ण् ક્યારે થાય છે ?

૩. ક્યારે વિસર્ગનો ओ, ક્યારે र्, અને ક્યારે श्, ष्, स् થાય છે ? અને ક્યારે તે લોપાય છે ?

૪. પદાંત न् નો ક્યારે અનુસ્વાર અને વિસર્ગ થાય છે ?

૫. નીચેનાં ક્રિયાપદો સાથે, ને અવ્યયો સાથે, સંબંધ ધરાવતાં પદો કઈ વિભક્તિમાં આવે છે:—

(क) ગતિવાચક ક્રિયાપદો,

(ख) ગુસ્સો, દ્વેષ, ચડસાચડસી, અને અદેખાઇના અર્થનાં ક્રિયાપદો;

(ग) "દેણદાર હોવું" એવા અર્થમાં धृ ધાતુ તથા स्पृह् ધાતુ;

(घ) सह, नमः અને स्वस्ति, અને विना.

૬. કેટલાએક દ્વિકર્મક ધાતુ ગણાવો.

૭. નીચેનાં નામોનાં રૂપાખ્યાન કરોઃ—(अकारांत કે इकारांत પુલ્લિંગ તથા નપુંસક નામો જરૂર જેટલાં પૂછવાં.)

---

## કેટલાંએક સાધારણ રીતે વપરાતાં અવ્યયો.

| | | |
|---|---|---|
| अतः આથી, અહિંથી. | अपि પિ, પણ. | एव નક્કી. |
| अत्र અહિં. | इति ઇતિ, એમ, આ પ્રમાણે. | एवम् એ પ્રમાણે. |
| अद्य આજ. | इत्थम् આવી રીતે. | कथम् કેમ, શીરીતે? |
| अधुना હમણાં. | इव પેઠે, જેમ, જાણે. | कदा ક્યારે ? |
| | | किन्तु પરંતુ, પણ. |

कुतः ક્યાંથી? ક્યાંથી?
कुत्र, क્વ ક્યાં?
च* અને.
चिरम् લાંબા વખત સુધી.
ततः તેથી, ત્યાંથી.
तत्र ત્યાં.
तथा તેમજ, તેમ પ્રમાણે.
तदा ત્યારે.
पुनर् ફરીને.
पुरा પહેલાં.
यतः જેથી, જ્યાંથી.
यत्र જ્યાં.
यथा જે પ્રમાણે, જેમ.
यदा જ્યારે.
वा* અથવા, કે.
वृथा વૃથા, ફોગટ.
श्वस् આવતી કાલે.
सदा સદા, હમેશાં.
सर्वत्र સર્વ ઠેકાણે, બધે.
सुष्ठु સારી રીતે, બેશ.
हे હે, અરે.
ह्यस् ગઈ કાલે.

---

# भाग २ जो.

## પાઠ ૧૦ મો.

### વર્તમાનકાળ;—આત્મનેપદ પ્રત્યય.‡

એકવચન.

| પુરુષ ૧. | પુરુષ ૨. | પુરુષ ૩. |
|---|---|---|
| ए | से | ते |
| वन्दे | वन्दसे | वन्दते |

ધાતુઓ.

ગણ ૧.

ईक्ष् જોવું.
अप(ઉપ.)+ईक्ष् આશા રાખવી.
प्र (ઉપ.)+ईक्ष् પેખવું, જોવું.
परि (ઉપ)+ईक्ष् પરીક્ષા કરવી.
कम्प् ધ્રુજવું, હાલવું.
प्र (ઉપ)+काश् પ્રકાશવું, ચળકવું.
भाष् ભાખવું, કહેવું.
मुद् (मोद्) ખુશ થવું.
यत् યત્ન કરવો.
आ(ઉપ)+रभ् આરંભ કરવો, શરૂ કરવું.

---

* જે પદો જોડવાનાં હોય કે છૂટાં પાડવાનાં હોય, તે સઘળાને છેડે એકજવાર, કે દરેકને છેડે જુદી જુદી વાર च કે वा મૂકાય છે. ઉદાહરણ, हरिश्च गोविन्दश्च जल्पतः ।

‡ આત્મનેપદમાં રૂપાખ્યાન કરતાં પણ, પહેલાં विकरण પ્રત્યયો ધાતુઓમાં ઉમેરવા જોઈએ.

रम् રમવું.
रुच् (रोच्) રુચિ હોવી, પસંદ પડવું.
लभ् મેળવવું.
वन्द् વંદન કરવું, નમવું.
वृत् (वर्त्) વર્તવું, હોવું.

वृध् (वर्ध्) વધવું.
वेप् ધ્રુજવું, થરથરવું.
शङ्क् શંકા લેવી, વહેમ આણવો.
आ (ઉપ.) + शंस् આશા રાખવી, વકાસવું.

शिक्ष् (શિક્ષણ લેવું) શિખવું.
शुभ् (शोभ्) શોભવું, લાયક હોવું.
श्लाघ् વખાણવું.
सह् સહન કરવું.
सेव् સેવા કરવી.

ગણ ૪.

जन् [जा] જન્મ થવો, ઉત્પન્ન થવું.
युध् યુદ્ધ કરવું, લડવું.

ગણ ૬.

मृ* [ म्रिय् ] મરવું.
विद् [ विन्द् ] મેળવવું.

ગણ ૧૦

अव (ઉપ.) + धीर् તિરસ્કારવું.
मृग् † માર્ગ શોધવો, શોધવું.

नि (ઉપ.) + सूद् [ निषूद् ] નાશ કરવો.

નામ વગેરે.

अध्ययन ન૦ અભ્યાસ.
अर्चन ન૦ અર્ચા, પૂજા.
असंख्येय (વિશેષણ) અસંખ્ય, અગણિત, ઘણા.
असत्य ન૦ અસત્ય, જૂઠું.
अस्त्र ન૦ અસ્ત્ર, મંત્ર ભણીને ફેંકવાનું ચમત્કારિક હથિયાર.
आध्यात्मिक (વિશે.) આધ્યાત્મિક, આત્માની સાથે સંબંધ રાખનારું.
उद्गम પુ૦ જન્મ, ઉત્પત્તિ, દેખાવ.
उद्यम પુ૦ ઉદ્યમ, મહેનત.
कट પુ૦ સાદડી.
कृष्ण પુ૦ કૃષ્ણ.
क्लेश પુ૦ ક્લેશ, દુઃખ.
दण्ड પુ૦ દંડ, શિક્ષા.

---

*છઠ્ઠા ગણના ધાતુના અંત્ય ऋ નો रि થાય છે, અને તેમાં વિકરણ પ્રત્યય अ ઉમેરાતાં रिय થાય છે; જેમકે, दृ અને पृનાં द्रियते અને प्रियते એવાં રૂપ થાય છે.

† આ ધાતુના ઉપાન્ત્ય સ્વરનો ગુણ થતો નથી; પૃ. ૮ની ટીપ જુઓ. આ ધાતુ કેવળ આત્મનેપદી છે.

**दुराचार** पु० દુરાચાર.
**ध्यान** न० ધ્યાન, વિચાર.
**नारायण** पु० માણસનું નામ.
**नाश** पु० નાશ, નુકશાન.
**न्याय** पु० ન્યાય, ન્યાયશાસ્ત્ર.
**पारितोषिक** न० ઇનામ [illegible]
**प्रबल** (વિશે.) પ્રબળ જોરાવર,
**प्रायस्** (અવ્યય) ઘણું કરીને.
**बिम्ब** न० બિંબ.
**भक्त** पु० ભક્ત, ભગત.
**भय** न० ભય, બીક.
**मणिकार** पु० ઝવેરી, હીરા માણેકનો વેપારી.
**मास** पु० માસ, મહીનો.
**लाभ** पु० લાભ, ફાયદો.
**वात** पु० વાયુ, પવન.
**विश्वामित्र** पु० ઋષિનું નામ.
**शासन** न० શાસન, હુકમ.
**शुक्लपक्ष** पु० શુક્લપક્ષ, શુદ.
**सदाचार** पु० સારી ચાલ.
**स्नेह** पु० સ્નેહ, પ્રેમ.
**स्वास्थ्य** न० સ્વસ્થતા, શાંતિ.

## વાક્યો.

देवं वन्दे ।
भयं शङ्कसे ।
भयाद्वेपते हृदयम् ।
सूर्यः प्रकाशते ।
व्याघ्रो म्रियते ।
असत्यं भाषसे ।
हरेर्धर्मं श्लाघे ।
पुस्तकानि मृगयसे ।
वीरोऽरिं निषूदयते ।
मोदको बालकाय* रोचते ।
कटः कुत्र वर्तते ।
मणीन्परीक्षते मणिकारः ।
पुत्रस्य लाभेन मोदते ।
बुधो मोक्षं लभते ।
हे राम सुष्ठु शोभसे विनयेन ।
ज्ञानात्सुखं जायते ।
नारायणे रामस्य स्नेहो वर्धते ।
जनानां कल्याणाय नृपो यतते ।
आचार्यं शिष्यः सेवते ।
विश्वामित्रादस्त्राणि शिक्षते रामः ।
सदाचारेण मनुष्यः स्वास्थ्यं लभते ।
पुत्रस्य दुराचारात्सुखं नाशंसे ।
देवानामर्चनमारभे ।
प्रबलेनापि वातेन पर्वतो न कम्पते ।
ईश्वरस्य ध्याने रमे ।

* रुच् અને એવા અર્થનાં બીજાં ક્રિયાપદો સાથે, ખુશ થનારનું નામ ચતુર્થીમાં આવે છે.

(હું) ન્યાયનો અભ્યાસ શરુ કરૂં છું.
(તું) દુઃખ સહન કરે છે.
કૃષ્ણ છોકરાંઓ જોડે રમે છે.
ઝાડ હાલે છે.
(તું) રાજાને સેવે છે.
(હું) ધન મેળવું છું.
(તે) ઋષિઓને વંદન કરે છે.
યોધ્ધો શત્રુઓ જોડે લઢે છે.
(તું) ઇનામ(ની) આશા રાખે છે.
(હું) મિત્રોના ભલાથી ખુશ થાઉંછું
લુચ્ચો રાજાના હુકમને તિરસ્કારેછે.
(હું) વાંદરાને જોઉં છું.
રામ (પોતાના) અસંખ્ય ગુણોવડે પ્રકાશે છે.
ઇશ્વરના ભયથી (તે) અસત્ય બોલતો નથી.
ચંદ્રનું બિંબ શુક્લપક્ષમાં વધે છે.
પાપી (પોતાના) મિત્રોથી આશંકા લે છે.
ઝાડ ફળોના દેખાવથી શોભે છે.
પાપમાંથી આધ્યાત્મિક નાશ ઉત્પન્ન થાય છે.
(તે) રત્નો શોધે છે.
ઘણું કરીને માણસ ધનને માટે યત્ન કરે છે.
ભક્ત ઇશ્વરની પૂજાને ચાહે છે.
(હું) દંડના ભયથી ધ્રુજું છું.
(હું) આચાર્ય પાસેથી ધર્મ શિખું છું.
કવિ રાજાને વખાણે છે.
(હું) શત્રુઓના બાણોથી મરૂં છું.

---

## પાઠ ૧૧ મો.

### દ્વિવચન અને બહુવચન.

| | પુ. ૧. | પુ. ૨. | પુ. ૩. |
|---|---|---|---|
| દ્વિવચન | वहे | इथे | इते |
| બહુવચન | महे | ध्वे | अन्ते † |

પરસ્મૈપદની પેઠેજ, આત્મનેપદમાં પણ, વ્ ને મ્ થી શરૂ થતાં પ્રત્યયો લગાડતાં પૂર્વનો અ દીર્ઘ થાય છે.

---

† પૃ. ૬ ની ટીપ + જુઓ.

| | પુ ૧ | પુ. ૨ | પુ. ૩ |
|---|---|---|---|
| દ્વિ૦ વ૦ | वन्दावहे | वन्देथे | वन्देते |
| બ૦ વ૦ | वन्दामहे | वन्दध्वे | वन्दन्ते |

## ધાતુ.

### ગણ ૧.

कत्थ् વખાણવું, ખુશામત કરવી.
क्षम् ક્ષમા કરવી.
प्र (ઉપ.)+गल्भ् બડાઈ મારવી.
डी (डय्) ઉડવું.
भिक्ष्* ભિક્ષા-ભીખ માગવી માગવું.
याच् યાચના કરવી, જાચવું, માગવું.
स्पन्द् ધડકવું, ફરકવું.
स्मि (स्मय्) હસવું, મ્હોં મલકાવવું.
वि (ઉપ.) + स्मि (स्मय्) વિસ્મય થવું, ચમકવું.
स्वाद् ચાખવું.

### ગણ ૪.

अनु (ઉપ)+रुध् માનવું, અનુસરવું, તાબે રહેવું.

### ગણ ૧૦

अभि(ઉપ.)+वाद् નમવું,પગે પડવું,

## નામ વગેરે.

अपराध પુ. ગુન્હો.
अभ्युदय પુ. ઉદય; આબાદી, ચઢતી.
आम्र ન. આંબાનું ફળ, કેરી.
आराधन ન. આરાધના; કૃપા સંપાદન કરવી તે.
उद्योग પુ. ઉદ્યોગ, મહેનત.
उपालम्भ પુ. ઠપકો, [મેહણું.
कपट ન. કપટ.
गात्र ન. અવયવ.
गान ન. ગાયન.
गायक પુ. ગાનારો.
गुण પુ. ગુણ.
चातुर्य ન. ચતુરાઈ, હોંશિયારી.
तण्डुल પુ. ચોખા.
दिवा(અવ્યય)દિવસે.
द्रव्य ન. દ્રવ્ય, પૈસો.
नयन ન. નેન,આંખ.
नारायण પુ. વિશેષ નામ.
निर्देश પુ. ફરમાન, [હુકમ.
नृत्य ન.નાચ,નાચવું તે.
भङ्ग પુ.ભંગ,ભાંગવું તે.
भोग પુ. ઉપભોગ.
मयूर પુ. મોર.
वचनीय ન. નિંદા, નિંદાને લાયક વસ્તુ.
वसन्त પુ. વસંતઋતુ
वाक्य ન. વાક્ય.

---

* પૃ. ૨૮ ની ટીપ ૬ જુઓ.

वातायन न. બારી.
विविध (વિશે.) વિવિધ; જુદી જુદી જાતનું.
विहग પુ. પક્ષી.
वैयात्य ન. અસભ્યતા, ધૃષ્ટતા.
शस्त्र ન. શસ્ત્ર,
शुक પુ. સૂડો, પોપટ.
संगीत ન. ગાયન.
संसार પુ. સંસાર, દુનિયા
सत्य (વિશે.) સાચું.
स्वीय (વિશે.) પોતાનું.
हितकर (વિશે.) હિતકર; ફાયદાકારક.

## વાક્યો.

मोदकान् स्वादन्ते ब्राह्मणाः।
धनिकं द्रव्यं याचेते भिक्षुकौ।
स्वीयान् गुणान् कत्थेथे ।
उद्योगाद्धनं लभध्वे ।
वृथा प्रगल्भध्वे ।
बुधा मोक्षं विन्दन्ते
कपटं शङ्कथे । [दन्ते ।
मित्राणामभ्युदये नरा मोदन्ते ।
मुनीनभिवादयावहे ।
मूर्खाणां वैयात्यं न सहामहे ।
वृक्षेषु कुसुमानि वर्तन्ते ।
आचार्यस्य निर्देशमनुबध्यध्वे।
भृत्यानामपराधान् क्षमामहे ।
रामस्य नयने स्पन्देते ।
आकाशे विहगा डयन्ते ।
कृष्णस्य चातुर्येण विस्मयन्ते जनाः ।
देवस्याराधनाय गानमारभामहे ।
दिवा तारकाणि न प्रकाशन्ते।
पापा न वचनीयमीक्षन्ते ।
सत्यं हितकरं च वाक्यं भाषन्ते प्राज्ञाः ।
शासनस्य भङ्गं न क्षमन्ते नृपतयः ।
गायकात्संगीतं शिक्षावहे ।
मोक्षाय यतन्ते बुधाः ।
वातेन वृक्षाः कम्पन्ते ।
देवान् भोगान् भिक्षन्ते नराः

---

(આપણે) વસંત ઋતુમાં ફળો મેળવીએ છીએ.
(તમે) જૂઠાં બોલો છો.
પર્વતો હાલે છે.
તારા પ્રકાશે છે.
(તમે) નાચ શિખો છો.
નારાયણના ઉદયને સારુ (તેના (બે) મિત્રો યત્ન કરે છે.
(અમે બે) રાજાને સેવીએ છીએ.
(તમે બે) કેરીઓ ચાખો છો.
( અમે ) હવેલીની ટોચે મોર જોઇએ છીએ.

વાઘો ઘાસ અને ઝાડોનાં પાંદડાં ચાખતા નથી.

(અમે બે) ઋષિઓને નમીએ છીએ. [ઉત્પન્ન થાય છે.

દુઃખ અને સુખ સંસારમાંથી

(તમે બે) કારણ વિના યુદ્ધ કરો છો.

(બે) છોકરાં વાડીમાં રમે છે.

(અમે બે) હરિ તરફથી કલ્યાણની આશા રાખીએ છીએ.

(તમે બે) મિત્રોના અપરાધ માફ કરો છો. [વખાણે છે.

(તેઓ) ડાહ્યા માણસોના ગુણો

પાપથી દુઃખો ઉત્પન્ન થાય છે.

માણસો મરે છે.

યાચકો ચોખા માગે છે.

પોપટો બારીએ ઉડે છે.

માણસો (પોતાના) યત્નોનું ફળ મેળવે છે.

મૂર્ખના અવયવો વધે છે, પણ (તેનું) જ્ઞાન વધતું નથી.

(અમે બે) દુશ્મનોના ઠપકા સહન કરીએ છીએ.

યોદ્ધાઓ વિવિધ શસ્ત્રોવડે (પોતાના) શત્રુઓનો નાશ કરે છે.

---

# ભાગ ચોથો.

## પાઠ ૧૨ મો.

### *કર્મણિ રૂપ અને ભાવે રૂપ.

આ રૂપો મૂળ ધાતુને§ य લગાડીને, અને આત્મનેપદ પ્રત્યયો ઉમેરવાથી થાય છે; જેમકે ‡त्यज्+य+ते=त्यज्यते; त्यज्यसे, त्यज्ये, ઇ૦

* ગુજરાતી વ્યાકરણમાં એને સહભેદ કહે છે.

§ ધાતુનાં વિશેષ રૂપ કે આદેશને આ य લાગતો નથી, તથા ગણનો વિકરણ પ્રત્યય પણ લાગતો નથી, પરંતુ લાગલો ધાતુને જ य લાગે છે; જેમકે, गम् ( गच्छ् ) ઉપરથી गच्छयते નહિ પરન્તુ गम्यते.

‡કર્મણિ રૂપ કે ભાવે રૂપ ગણભેદે કરી જુદાં જુદાં થતાં નથી. એ રૂપો તો બધાએ ધાતુ ઉપરથી એકસરખીજ રીતે થાય છે, માત્ર કેટલાક ધાતુઓમાં જ અમુક ફેરફાર થાય છે; આથી કરીને, જે ગણો ગુંચવણ ભરેલા હોવાથી આ પુસ્તકમાં દાખલ કર્યા નથી, તે ગણના પણ ધાતુઓ ચાલુ પાઠમાં આપ્યા છે. અલબત્ત, શિખનાર તેમનાં કર્તરિ રૂપો હાલ કરી શકશે નહિ.

જો ધાતુને છેડે ऋ હોય, અને તે ऋ ની પહેલાં જોડાક્ષર ન હોય, તો આ રૂપોમાં य લાગતાં, ऋ ને બદલે रि મૂકાય છે; જેમકે, कृ નો क्रि, અને य લાગતાં क्रिय થાય છે.

જો ધાતુને છેડે इ કે उ હોય તો, य લાગતાં પહેલાં તે इ કે उ દીર્ઘ થાય છે, જેમકે, जि નો जीय થાય છે.

ધાતુ.

प्र (ઉપ.)+अर्थ् પ્રાર્થના કરવી, વિનવવું.
कृ કરવું.
ज्ञा જાણવું, ઓળખવું.
दा§[दी] દાન કરવું, આપવું.
आ (ઉપ.)+दिश् ફરમાવવું.
पठ् ( પરસ્મૈ પદ ) ગ૦ ૧. શિખવું
पा [पी] પાન કરવું, પીવું.
रुद् રડવું.
श्रु શ્રવણ કરવું, સાંભળવું.
स्था [स्थी] ઉભા રહેવું.
हन् હણવું.

નામ

आदेश પુ. ફરમાન, હુકમ.
काष्ठ ન. લાકડું.
चाप પુ. કામઠું.
छात्र પુ. વિદ્યાર્થી.
ध्वनि પુ. ધ્વનિ, અવાજ.
पौर પુ. પુરમાં રહેનારો, નગરવાસી.
प्राज्ञ પુ. ડાહ્યો માણસ.

વાક્ય.

भिक्षा ब्राह्मणेभ्यो दीयन्ते।
नृपतेरादेशः क्रियते ।
अग्निना काष्ठं दह्यते ।
शठौ पुरुषैस्ताड्येते ।*
आचार्यैर्धर्म उपदिश्यते ।
भृत्यैः सेव्यसे ।
मित्रैस्त्यज्ये ।
जनैर्दृश्यामहे ।
व्याधिभिः पीड्यध्वे ।
प्रेक्ष्यसे जनेन ।
पुत्रैः पूज्येथे ।
धान्यस्य राशयो नीयन्ते ।
तत्त्वं बुध्यते प्राज्ञैः ।
नृपेणारयो जीयन्ते ।

---

§ કર્મણિ રૂપ કે ભાવે રૂપનો य લાગતાં, ધાતુનું જે વિશેષ રૂપ થાય છે, તે અહિં કાટખુણ કૌંસમાં મૂકેલું છે.

* દશમા ગણના ધાતુઓના સ્વરમાં જે ગુણ કે વૃદ્ધિનો ફેરફાર કર્તરિ રૂપમાં થાય છે, તે ફેરફાર કર્મણિ રૂપ કે ભાવે રૂપનો य પ્રત્યય લગાડતા પહેલાં પણ કરવામાં આવે છે; ઉ. चुर्, કર્તરિરૂપ चोरयति, તેનું કર્મણિરૂપ चुर्यते નહિ પણ चोर्यते થાય છે.

बालकौ† दृश्यते ।
सारथी हन्येते ।
ऋषयो जनेन वन्द्यन्ते ।
सूर्येण प्रकाश्यते ।
ईश्वरेण भूयते ।
लोकैः प्रशस्यध्वे‡ ।

शिष्यैर्मन्यावहे ।
मोदकाः स्वाद्यन्ते बालैः ।
छात्रैः श्लोकाः पठ्यन्ते ।
ओदनः पच्यते सूदैः ।
देवो वन्द्यते ।

---

શત્રુ તીરવડે મરાય છે
બાલકના હાથ પાણીએ ધો-
વાય છે.
(તું) કવિઓવડે વખણાય છે.
(તમે) લોકોવડે શોધાઓ છો.
(હું) ચાકરોવડે સેવાઉં છું.
(આપણે) ઇશ્વરવડે સંભાળાઇએ
છીએ.
(તમે બે) લોકો વડે ઓળખાઓ છો।
હાથીઓ પલાણાય છે.
(અમે બે) નગરવાસીઓવડે વિન-
વાઇએ છીએ.
સંસાર યોગીઓવડે તજાય છે.
શરીર ખોરાકવડે પોષાય છે.
(બે) ઘોડાઓ ચોરોવડે લઇ
જવાય છે.

પાણી ઝાડો ઉપર છંટાય છે.
ધાન્યના ઢગલા રચાય છે.
કૃષ્ણનું શરીર ઘરેણાંવડે શણ-
ગારાય છે.
ડાહ્યા માણસોના ગુણો કવિઓ-
વડે પ્રસિદ્ધ કરાય છે.
શબ્દ સંભળાય છે.
ચોરો રાજાવડે દંડાય છે.
(બે) ફળો હરિવડે ખવાય છે.
(બે) તીરો ફેંકાય છે.
(તમે) રાજાવડે ફરમાવાઓ છો.
હમેશાં સુખ માણસોવડે ઇચ્છાયછે.
સમુદ્રનું પાણી પીવાતું નથી.
દેવો સદાચરણથી ખુશી થાય છે.
સીપાઇઓ સેનાપતિવડે ગણાયછે.

---

† પૃ. ૧૭ ટીપ * જુઓ.

‡ જો ધાતુમાં ઉપાન્ત્યે न् કે અનુસ્વાર હોય, તો, કેટલાએક ખાસ ધાતુ સિવાય, બીજે બધે य પ્રત્યય લાગતાં, તે न् કે અનુસ્વાર લોપાય છે.

## સારાંશ તથા સવાલ.

### स्मि ગ૦ ૧. આ. ૫. હસવું.

### ( વર્તમાનકાળ કર્તરિરૂપ )

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુરૂષ ૧. | स्मये | स्मयावहे | स्मयामहे |
| પુરૂષ ૨. | स्मयसे | स्मयेथे | स्मयध्वे |
| પુરૂષ ૩. | स्मयते | स्मयेते | स्मयन्ते |

### श्रु સાંભળવું. ( વર્તમાનકાળ કર્તરિરૂપ. )

| | | | |
|---|---|---|---|
| પુરૂષ ૧. | श्रूये | श्रूयावहे | श्रूयामहे |
| પુરૂષે ૨. | श्रूयसे | श्रूयेथे | श्रूयध्वे |
| પુરૂષ ૩. | श्रूयते | श्रूयेते | श्रूयन्ते |

૧. છઠ્ઠા ગણુમાં અંત્ય ऋનો શો ફેરફાર થાય છે? તેવોજ ફેરફાર બીજા કયા પ્રસંગે થતો જોવામાં આવે છે?

૨. કર્મણિરૂપ કે ભાવેરૂપનો य પ્રત્યય લાગતાં, ધાતુના અંત્યહ્રસ્વ સ્વરનો શો ફેરફાર થાય છે? અને દશમા ગણના ધાતુઓના સંબંધમાં શો નિયમ છે? તેમજ, स्था, दा અને पा (પીવું) એ ધાતુઓમાંના અન્ત્ય आ ને બદલે શું મુકાય છે?

૩. નીચેના ધાતુનાં વર્તમાનકાળ કર્તરિરૂપ લખોઃ—

बुध्, पृ ગ. ૬, [ અહિં જરૂર હોય તેટલા આત્મનેપદી ધાતુ મૂકવા. ]

૪. रुच्, ને એવા અર્થનાં બીજાં ક્રિયાપદોસાથે, રુચિ ધરાવનાર કઇ વિભક્તિમાં આવે, તે દાખલા સાથે લખો.

૫. નીચેના ધાતુનાં કર્મણિરૂપ યા ભાવેરૂપ આપો.

गम्, दृश्, स्था [ અહિં જરૂર હોય તેટલા પરસ્મૈપદી અને આત્મનેપદી ધાતુ મૂકવા. ]

૬. च અને वा નો પ્રયોગ કીરીતે થાય છે, તે લખો.

# ભાગ ૫ મો.

## પાઠ ૧૩ મો.

### આકારાંત અને ઈકારાંત સ્ત્રીલિંગ નામો.

### પ્રથમા અને દ્વિતીયા વિભક્તિ.

#### પ્રત્યય.

| | | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|---|
| આકારાંત. | પ્ર૦ | ० | | अस् |
| | દ્વિ૦ | आम् | ,, | ,, |
| | પ્ર૦ | रमा | रमे | रमाः |
| | દ્વિ૦ | रमाम् | ,, | ,, |
| ઈકારાંત | પ્ર૦ | ० | औ | अस् |
| | દ્વિ૦ | म् | ,, | स् |
| | પ્ર૦ | नदी | नद्यौ* | नद्यः |
| | દ્વિ૦ | नदीम् | ,, | नदीः |

#### નામ.

#### સ્ત્રીલિંગ.

अरुन्धती વસિષ્ઠ ઋષિની વહુનું નામ.
आज्ञा આજ્ઞા, હુકમ.
कथा કથા, વાત.
कन्या કન્યા, દીકરી, છોકરી.
कला કળા, હુન્નર.
कुमारी કુમારી, ન પરણેલી છોકરી.
क्षमा ક્ષમા, માફી.
गङ्गा ગંગા.
जननी મા.
नटी નટી, સૂત્રધારની વહુ.
नदी નદી.
नारी નારી, સ્ત્રી.
पत्नी પત્ની, વહુ.
पृथ्वी પૃથ્વી.
प्रजा પ્રજા, સંતતિ.
प्रमदा જુવાન સ્ત્રી.
भार्या ભાર્યા, વહુ.
मही પૃથ્વી.
माला માળા, હાર.
रजनी રાત્રિ.
लज्जा શરમ, શરમાળપણું.
लता વેલ.
ललना સ્ત્રી.
वापी વાવ.
शोभा શોભા.
सखी સખી, બ્હેનપણી.
सहचरी સહિયર, સોબતણ.

---

* પૃ. ૧૯ ની ટીપ † જુઓ.

आत्मीय (વિશે.) આપણું, પોતાનું
आधार પુ. આધાર.
आरम्भ પુ. આરંભ, શરૂઆત.
उपवन ન. બાગ, વાડી.
कण्ठ પુ. કંઠ, ડોક, ગળું.
गमन ન. ગમન, જવું, નીકળવું.
जनक પુ. રામની વહુ સીતાનો બાપ.
नाटक ન. નાટક.
नारद પુ. નારદ
प्रासाद પુ. મહેલ.
तल ન. તળિયું, તળ, પૃષ્ઠ.
प्रासादतल ન. અગાશી, મેહેલનું ઉપલું પૃષ્ઠ
बल ન. લશ્કર, જોર, તાકાત.
भर પુ. ભાર.
भूषण ન. ઘરેણું, ભૂષણ.
विश्व ન. વિશ્વ, દુનિયા, સંસાર.
सूत्रधार પુ. સૂત્રધાર.
हरिण પુ. હરણ.

## ધાતુ.

सम् (ઉપ.) + गम् આ. પ. સંગમવું, જોડાવું, મળવું.
आ(ઉપ.)+चर् આચરવું, કરવું.
तन्त्र् ગ૦૧૦ આ.પ. સંભાળવું.
तॄ(तर्) ગ.૧.પ.પ.તરવું, ઓળંગવું
अव(ઉપ.)+तॄ(तर्) ઉતરવું.
परि (ઉપ.)+नी પરણવું.
अप+नी લઈ જવું, ખસેડવું.
सम्(ઉપ.)+वृध् વધવું; આબાદ થવું
शुच् ગ૦૧ પ. પ. શોક કરવો.
अनु (ઉપ.)+सृ અનુસરવું, પાછળ જવું.
हृ મન હરવું, મોહ પમાડવો.

## વાક્યો.

वसिष्ठस्य पत्न्यरुन्धती ।
नार्यो हर्म्याणां वातायनेभ्यः पश्यन्ति ।
कृष्णः कला शिक्षते ।
रामो जनकस्य कन्यां परिणयति ।
गङ्गा समुद्रं गच्छति ।
क्षमा वीरस्य भूषणम् ।
नारायणो जननीमाह्वयति ।
उपवने नृपस्य कन्ये रमेते।
लते स्पृशति ।
चन्द्रेण रजनी शोभते ।

* સર્વનામ પ્રમાણે એનું રૂપાખ્યાન થાય છે.

नद्यौ संगच्छेते ।
कुमारी सख्यौ भाषते ।
वराहाः सहचरीः शोचन्ति ।
लज्जां त्यजति मूर्खः ।
नटी सूत्रधारस्य भार्या ।
प्रजा नृपतिना रक्ष्यन्ते ।
उद्यानस्य शोभां पश्यति ।
ललनाःप्रासादतलमारोहन्ति ।

नृपस्याज्ञे‡ अनुरुध्येते ।
आज्ञया महीमटन्ति ।
रामस्य कथाः श्रूयन्ते ।
वने प्रमदे दृश्येते ।
वापी नगरात्क्रोशौ ।
नृपतेर्बलस्य भरेण पृथ्वी कम्पते ।
कुसुमानां मालाः कण्ठादप-[नीयन्ते ।

---

નારદ સ્વર્ગથી પૃથ્વી ઉપર ઉતરે છે.
કૃષ્ણ રાજાઓની વાતો કહે છે.
જુવાન સ્ત્રીઓ બાગમાં રમે છે.
(તે) ગળે ફુલોના (બે) હાર પેહેરે છે.
રામની વહુ અરુન્ધતીને નમે છે.
અમે(બે)કુમારીઓને જોઇયેછીએ.
હરણની સોબતણો હરણને અનુસરે છે.
ગામમાં (બે) વાવ છે.
સૂત્રધાર નટોને બોલાવે છે.
હરિ નદીએ* જાય છે.
રામના વનમાં વસવા માટે નિકળવાનો† (તેની બે)મા શોક કરે છે.

નારીઓ વાવો તરફ જાય છે.
પ્રજા રાજાના હુકમ માને છે.
હરિની કન્યાઓ નૃત્ય શિખે છે.
કળાઓ ઉદ્યમવડે વધે છે.
ડાહ્યા માણસો હમેશાં ક્ષમા કરે છે.
(આ) વિશ્વની શોભા મનને મોહ પમાડે છે.
મા (પોતાના) બાળકોનાં સુખથી ખુશી થાય છે.
નાટકના આરંભમાં સૂત્રધાર(પોતાની) સ્ત્રીને બોલાવે છે.
પુરૂષો સ્ત્રીઓનું રક્ષણ કરે છે.
તારાઓ રાત્રિને શોભાવે છે.
શરમાળપણું ધૃષ્ટતાથી જીતાય છે.

---

‡ પૃ. ૨૨ ની ટીપ § જુઓ,

* પૃ. ૧૯ ની ટીપ * જુઓ,

† शुच् (શોક કરવો) ધાતુ સકર્મક છે, માટે આ નામ દ્વિતીયામાં મૂકવું. વળી, "વસવા માટે" શબ્દનો અર્થ લાવવા સારૂ "वन" શબ્દ ચતુર્થીમાં વાપરવો.

| | |
|---|---|
| વેલાઓ ઝાડોનો આધાર શોધેછે. (તે) નારી ગુસ્સાને લીધે (પોતા-ની, સખીને તજે છે. | રાજા (પોતાની) પ્રજાને પોતાની સંતતિ પ્રમાણે સંભાળે છે. |

---

## પાઠ ૧૪ મો.

### તૃતીયા, ચતુર્થી, અને પંચમી વિભક્તિ.

#### પ્રત્યય.

| | | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|---|
| આકારાંત અને ઈકારાંત નામ | તૃ. | आ | भ्याम् | भिस् |
| | ચ. | ए | „ | भ्यस् |
| | પં. | अस् | „ | „ |

તૃતીયા વિભક્તિનો એક વચનનો પ્રત્યય લાગતાં, છેડનો आ નો ए થાય છે.

ચતુર્થી, પંચમી, ષષ્ઠી, અને સપ્તમીના એકવચનના પ્રત્યયો લાગતાં आकारांत નામોમાં या, અને ईकारांत નામોમાં आ ઉમેરાય છે. ઉ. माला+या+ए=मालायै. नदी+आ×ए=नद्यै.

અથવા તો એકવચનના નીચે પ્રમાણે પ્રત્યયો ગણવાઃ-

| | ચતુર્થી. | પંચમી. | ષષ્ઠી. | સપ્તમી. |
|---|---|---|---|---|
| આકારાંત | यै | यास् | यास् | याम् |
| ઈકારાંત. | ऐ | आस् | आस् | आम् |

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| તૃતીયા. | मालया | मालाभ्याम् | मालाभिः |
| ચતુર્થી. | मालायै | „ | मालाभ्यः |
| પંચમી. | मालायाः | „ | „ |

| | | | |
|---|---|---|---|
| તૃતીયા. | नद्या | नदीभ्याम् | नदीभिः |
| ચતુર્થી. | नद्यै | नदीभ्याम् | नदीभ्यः |
| પંચમી. | नद्याः | ” | ” |

નામ. (સ્ત્રીલિંગ).

अवन्ती એક શહેરનું નામ. ઉજ્જયણું.
कान्ता કાંતા, વહાલી, વહુ.
कौशाम्बी એક શહેરનું નામ.
क्रीडा રમત, ખેલ.
चिन्ता ચિંતા, ફિકર.
जरा ઘડપણ.
दासी દાસી.
देवता દેવ કે દેવી
पञ्चवटी દંડકારણ્યના એક ભાગનું નામ.
पाठशाला નિશાળ.
पुरी પુર, નગર.
पूजा પૂજા
प्रभा પ્રભા, તેજ.
महिषी પટરાણી.
वाचा વાચા, વાણી.
व्यथा વ્યથા, ઇજા, પીડા.
सीता સીતા.

---

अनुराग પુ. અનુરાગ, પ્રીતિ.
करभक પુ. હાથીનું બચ્ચું, નાનો હાથી.
कलह પુ. કલહ, કજીઓ.
गीत ન. ગીત
जरठ પુ. ઘરડો માણસ.
दूत પુ. દૂત, જાસુદ.
नाग પુ. હાથી.
पल्लव પલ્લવ, ફણગો.
मौक्तिक ન. મોતી.
रक्त (વિશે.) રાતું, લાલ.
विरूप (વિશે.) વિરૂપ, બેડોળ, કદરૂપું.
संदेश પુ. સંદેશો.
स्वस्थ (વિશે.) સ્વસ્થ, શાંત
हित (વિશે.) હિતકારક, ન. હિત ધાતુ.
निर् (ઉપ.)+ गम् નીકળવું, બહાર આવવું. જતા રહેવું.
प्र (ઉપ.)+शा આપવું નક્કી કરવું,
द्युत् (द्योत्) ૧૦૧. આ. પ્રકાશવું.
उद् ઉપ. पत् ઉડવું ઉપર જવું.
परि (ઉપ.)+ वृ* ઘેરવું.
नि ઉપ.)+ वृ* પાછા ફરવું.
प्र (ઉપ.)+स्था* આ. નિકળવું.
प्र (ઉપ.) हि* મોકલવું.
आ (ઉપ.)+ह्लाद् ગ૦ ૧૦ આ. હ્લાદિત થવું, ખુશ થવું.

---

* આ બે ધાતુઓનાં કર્મણિ રૂપો જ આ પુસ્તકમાં વાપર્યાં છે.

देवताभ्यो बलिं यच्छति ।
चित्तस्यव्यथयारामो मुह्यति।
कान्तायै संदेशः प्रहीयते ।
अवन्त्या आगच्छति ।
कृष्णस्य पत्न्यै§फलानि रोचन्ते ।
दास्या सेव्यते महिषी ।
जरया क्षीयते शरीरम् ।
मणीनां प्रभाभिर्द्योतते प्रासादः ।
लज्जया प्रविशति गृहम् ।
देवस्य पूजायाः सुखं लभते ।
प्रजाभ्योहितमिच्छन्तिनृपतयः ।
कौशाम्ब्या निवर्तते दूतः ।
क्रीडार्थे प्रविशत्युद्यानम् ।
सखीभिः परिव्रियते सीता ।
सहचरीभ्यामनुगम्यतेनागः।
पञ्चवट्या निर्गच्छति रामः।
लताभ्यां शोभते वृक्षः ।
गङ्गयाः पुरी क्रोशौ ।
वापीभ्यो जलं वहति ।
बालकाः पाठशालाभ्य आगच्छन्ति ।
चिन्तया दह्यते चित्तं नराणाम् ।
यथा कलहस्तथानुरागोऽपि वाचाया उद्भवति ।
हरिः कन्याभ्यो मौक्तिकानां मालाः प्रयच्छति ।
स्वस्थेन चित्तेन श्रूयते महिष्या नृपतेः संदेशः ।
गजस्य करभकः सीतया पल्लवः पुष्यते ।

---

હરિ વાણી વડે મિત્રને શાન્ત કરે છે.
શહેર નદિઓવડે ઘેરાયેલું છે.
મા થકી માણસ ચિત્તની સ્વસ્થતા મેળવે છે.
ડાહ્યા માણસો પૃથ્વીપરથી સ્વર્ગમાં જાય છે
વસિષ્ઠ અરુન્ધતીનીજોડે આવેછે.
રામ દિકરીઓને ઘરેણા આપેછે.
(તે) હારોવડે શરીર શણગારે છે.
પટરાણી દાસી ઉપર† ગુસ્સે થાય છે.
(તે) ઘરડા આદમીની વાતોથી સુખ મેળવે છે.
નારાયણની વહુ વડે ચોખા રંધાય છે.
રાજાના હુકમને લીધે (હું) અવન્તી જાઉં છું.

---

§ પૃ. ૩૮ ની ટીપ * જુઓ.
† પૃ ૨૭ ની ટીપ † જુઓ.

આ (પોતાના) છોકરાંને કદરૂપાં હોય તો પણ ચાહે છે.
(બે) યોદ્ધાઓ (બે) નગરોમાંથી શસ્ત્રો સહિત નીકળે છે.
આકાશ સૂર્યના રાતા પ્રકાશથી સુશોભિત થાય છે.
લોકોનું સુખ કળાઓવડે વધે છે.
માણસો દેવો પાસેથી સુખનો લાભ ઇચ્છે છે.
(બે) કુમારિકાઓ વડે બળિદાન કરાય છે.
ફિકરથી દુઃખ ઉત્પન્ન થાય છે.
સીતા બેનપણીઓપાસેથી ગીતો શિખે છે.
સેનાપતિના હુકમે લશ્કરના સિપાઇઓ શહેરની બહાર આવેછે.
છોકરાંઓ રમતો વડે બાપના અંતઃકરણને ખુશી કરે છે.
(તે) દેવોની પૂજાને માટે ફુલો આણે છે.
દાસીને રાણીથી ઇનામ અપાયછે.
પક્ષીઓપૃથ્વીઉપરથી આકાશમાં ઉડે છે.

---

## પાઠ ૧૫ મો.

### પષ્ઠી, સપ્તમી અને સંબોધન વિભક્તિ.

પ્રત્યય.

| | | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|---|
| આકારાંત અને ઈકારાંત નામો. | પષ્ઠી | अस् | ओस् | नाम् |
| | સ. | आम् | ,, | सु |

ઈકાર પછી सुનો षु થાય છે. ओस् લાગતાં, અંત્ય आનો ए થાય છે. આકારાંત નામના સંબોધનનું એકવચન, અંત્યસ્વરનો ए કરવાથી થાય છે, જેમ કે हे रमे ઈકારાત નામનું, ईને ટુંકાવવાથી થાય છે, જેમ કે हे नदि. બંને પ્રકારના નામોનાં સંબોધનનાં દ્વિવચન અને બહુવચન પ્રથમાનાં તે તે રૂપો જેવાંજ છે. પૃષ્ટ ૨૯ નો નિયમ જુઓ.

| | | | |
|---|---|---|---|
| ષષ્ઠી | मालायाः | मालयोः | मालानाम् |
| સપ્તમી | मालायाम् | ,, | मालासु |
| સંબોધન | माले | माले | मालाः |

| | | | |
|---|---|---|---|
| ષષ્ઠી | नद्याः | नद्योः | नदीनाम् |
| સપ્તમી | नद्याम् | ,, | नदीषु |
| સંબોધન | नदि | नद्यौ | नद्यः |

શબ્દ.

अतीव (અવ્યય) અતિશય, ઘણું.
अनुष्ठान ન કરવું તે, કામબજાવવું તે.
अयोध्या સ્ત્રી. એક શહેરનું નામ.
अवचय પુ. એકઠું કરવું તે; જથો.
इन्द्राणी સ્ત્રી. ઇંદ્રની વહુ.
उदक ન.ઉદક,પાણી.
काम પુ. ઇચ્છા.
कौमुदी સ્ત્રી. ચંદની.
गोदावरी સ્ત્રી.નદીનું નામ.
चकोर પુ. એકજાતનું પક્ષી.
छाया સ્ત્રી. છાયા.
जयन्त પુ. ઇંદ્રના પુત્રનું નામ.
तीर ન.તીર, કાંઠો.
तृष्णा સ્ત્રી.તરશ,ઇચ્છા
दण्डका સ્ત્રી.એક જંગલનું નામ.
दक्ष (વિશે.) ઉદ્યોગી, મેહેનતુ.
दशरथ પુ. રાજાનું નામ, રામના પિતા
देश પુ. દેશ.
निरतिशय (વિશે.) પૂર્ણ; જેનાથી બીજું ચઢીયાતું ન હોય એવું, અનુપમ.
निशा સ્ત્રી. રાત.
निशाचर પુ. રાક્ષસ, દુષ્ટ માણસ.
परम (વિશે). પરમ, ઘણું. (ન.પુણ્ય.)
पुण्य (વિશે.)પવિત્ર;
प्रतिष्ठापन ન. સ્થાપના.
प्रवर्तन ન. પ્રેરણા.
प्रवाह પુ. પ્રવાહ.
प्रावीण्य ન.હુંશિયારી.
प्रिय (વિશે.) પ્રિય, વહાલું. [પુંલ્કગીતા.
बाहुल्य ન.બહુપણું,
मण्डप પુ. મંડપ, માંડવો.
मत्स्य પુ. માછલું.
माधुर्य ન. મધુરપણું, સુંદરતા.
मानव પુ. માનવ, માણસ.
रथ्या સ્ત્રી. શેરી, પોળ.
वचन ન. વચન, ઉપદેશ; વિનંતિ.
वल्लभ પુ. વહાલો, પ્રીતમ, ધણી.
वाणी સ્ત્રી. વાણી, વાચા, ભાષા.
विवाह પુ. વિવાહ.
शकुन्तला સ્ત્રી. એક સ્ત્રીનું નામ.
शिला સ્ત્રી. પત્થર.
शूद्रक પુ. એક રાજાનું નામ.
श्रद्धा સ્ત્રી. શ્રદ્ધા, વિશ્વાસ.
संघात પુ. જથો, સમુદાય.
संभार પુ. તૈયારી (બહુવ.) સામગ્રી,
संमार्जन ન.વાળીઝુડવું તે, કચરો કાઢવો તે.

सदैव (सदा*एव) (અવ્યય) સદા, હંમેશાં.
स्निग्ध વિશે. માયાળુ, મમતાળુ, સ્નેહશીલ, ધાતુઓ.
अर्ह् ગ. ૧. પરસ્મૈ. લાયક હોવું.
सम् (ઉપ.)+ऋध् ગ. ૪. પરસ્મૈ. આબાદ થવું,
क्रीड् ગ. ૧. પરસ્મૈ. ક્રીડા કરવી, રમવું.
चर् ચાલવું.
फल् ગ. ૧. પરસ્મૈ. ફળદાયક થવું.
नि (ઉપ.) + रुध् (કર્મણિ પ્રયોગ) અટકવું.
वि (ઉપ.)*हृ મજા મારવી, રમવું.

अवन्त्यां शूद्रको वसति ।
गङ्गायां प्रभूतं जलं वर्तते ।
प्रजाना धर्मो प्रवर्तनं नृपैः क्रियते ।
उज्जयिन्यां शिवस्य पूजासु नृत्यन्ति नार्यः ।
सखि गच्छामि नद्यास्तीरम् ।
गोदावर्या जले गजौ विहरतः ।
ग्रीष्मे नदीनामुदकेषु नृपाः प्रमदाभिः क्रीडन्ति ।
लतानां मण्डपं प्रविशन्ति ललनाः ।
वाप्या कमलानि प्ररोहन्ति ।
वृक्षाणां छायासु शिलायामुपविशति
कृष्णो भार्याया विनयं शंसति
चन्द्रो निशाया वल्लभः ।
कन्ययो विवाहस्य संभाराः क्रियन्ते ।
जनन्योराज्ञामनुरुध्यते रामः ।
प्रिये पुत्र्या ग्रामं गच्छति ।
सख्योः परमः स्नेहः शकुन्तलायाः ।
कौमुद्याः शोभा चित्तं हरति ।
बुधानां वाण्यां सदैव माधुर्यं वर्तते ।
कान्ताया वचनं क्रियते रामेण ।
दास्योर्वचनेषु महिष्या निरतिशया * श्रद्धा ।
पाठशालानां प्रतिष्ठापनेन जनेषु ज्ञानं वर्धते ।
रथ्यानां संमार्जनं क्रियते पौरैः ।
अयोध्याया नृपो दशरथः ।
जरायामपि मानवानां तृष्णा न शाम्यति ।
देवतानां पूजया कामाः फलन्ति नराणाम् ।

---

* સંસ્કૃતમાં સ્ત્રી લિંગના પ્રત્યય आ અને ई છે, અકારાંત વિશેષણો હંમેશાં તો નહીં, પરંતુ ઘણું કરીને, સ્ત્રી લીંગમાં आ પ્રત્યય લે છે.

ગંગાના કાંઠાઓ ઉપર ઝાડો છે.
જયન્ત ઈન્દ્રાણીનો દિકરો છે.
રામના મિત્રો શહેરમાં રહે છે.
ચકોર ચંદ્રનીમાં ખુશ થાય છે.
(તે) વેલનું ફુલ લાવે છે.
હરિ (પોતાની) દીકરીઓનાગુણો વખાણે છે.
નદિયોમાં માછલાં હોય છે.
(હું) અયોધ્યાના રસ્તામાં રથો જોઉં છું.
શકુન્તલા સખીઓના પ્રેમ(ને) લાયક છે.
રામની વાણીમાં મધુરપણું છે.
સીતાના (બે) દીકરા ક્યાં છે?
દંડકામાં રાક્ષસો છે.
પૃથ્વી ઉપર દ્વીપો છે.
(હું) ઝાડની છાયામાં માણસો જોઉં છું.
ઘણું કરીને રાક્ષસો રાત્રિમાં ચાલે છે.
માનુ મન (પોતાની) કન્યા તરફ ઘણું મમતાળુ હોય છે.
ગંગા (નદી)નું પાણી પવિત્ર છે.
રાણીના હુકમથી ઠગ દંડાય છે.
કળાઓની પુષ્કળતાથી દેશ આબાદ થાય છે.
નદીનો પ્રવાહ પત્થરોના જથ્થાથી અટકે છે.
દાસી અર્ચાની સામગ્રી આણે છે.
(હું) વેલાના ફૂલો એકઠાં કરવાને માટે બાગ(માં) જાઉં છું.
(તે) રાજાના હુકમો બજાવવામાં ઉદ્યોગી છે.

## સારાંશ તથા સવાલ.

शाला—(સ્ત્રીલિંગ.) નિશાળ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | शाला | शाले | शालाः |
| દ્વિતીયા | शालाम् | ,, | ,, |
| તૃતીયા | शालया | शालाभ्याम् | शालाभिः |
| ચતુર્થી | शालायै | ,, | शालाभ्यः |
| પંચમી | शालायाः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | शालयोः | शालानाम् |
| સપ્તમી | शालायाम् | ,, | शालासु |
| સંબોધન | शाले | शाले | शालाः |

दासी (સ્ત્રીલિંગ.) દાસી

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | दासी | दास्यौ | दास्यः |
| દ્વિતીયા | दासीम् | ,, | दासीः |
| તૃતીયા | दास्या | दासीभ्याम् | दासीभिः |
| ચતુર્થી | दास्यै | ,, | दासीभ्यः |
| પંચમી | दास्याः | ,, | ,, |
| ષષ્ઠી | | | |
| સપ્તમી | दास्याम् | ,, | दासीषु |
| સંબોધન | दासि | दास्यौ | दास्यः |

૧. નીચેના નામોનાં રૂપો લખોઃ—

सहचरी, प्रमदा, ઇત્યાદિ.

૨. સંસ્કૃતમાં સ્ત્રીલિંગના પ્રત્યય કયા છે ? અને અકારાંત વિશેષણોનાં સ્ત્રીલિંગી રૂપો કરવાનો સાધારણ નિયમ કયો છે ?



# भाग ६ ठो.

## પાઠ ૧૬ મો.

### હ્યસ્તન ભૂતકાળ.

પરસ્મૈપદ—પ્રત્યય.

| | પુરૂષ ૧. | પુરૂષ ૨. | પુરૂષ ૩. |
|---|---|---|---|
| એકવચન. | अम्† | | त् |
| દ્વિવચન. | व | तम् | ताम् |

આ કાળનાં રૂપોમાં ધાતુના પહેલાં આગમ अ મૂકાય છે. જો ઉપસર્ગ સહિત ધાતુ હોય, તો ઉપસર્ગની પછી અને ધાતુની પૂર્વે, તે મૂકવો જોઇએ.

† પૃ. ૬ ની છેલ્લી ટીપ + જુઓ.

| | | | |
|---|---|---|---|
| એકવચન. | अबोधम् | अबोधः | अबोधत् |
| દ્વિવચન. | अबोधाव | अबोधतम् | अबोधताम् |

હ્યસ્તન ભૂતકાળના પ્રત્યયો લગાડતાં, પ્રથમ ગણોનો વિકરણ પ્રત્યય ઉમેરવો જોઇએ. स् અને त् પ્રત્યયો પૂર્વે अस् (હોવું) ધાતુમાં ई, અને अद् (ખાવું) ધાતુમાં अ વધારવામાં આવે છે: ઉ आसीः, आसीत्; आदः, आदत्.

## નામ.

| | | |
|---|---|---|
| अज પુ, બકરો. | तनय પુ. તનય, દીકરો | संकट ન. સંકટ સંકડામણ, આફત. |
| असागता સ્ત્રી. નિરૂપયોગ. | पुरतस्(અવ્યય) આગળ, સમક્ષ. | सभा સ્ત્રી. સભા, કચેરી. |
| आशा સ્ત્રી. આશા, | महिष પુ. પાડો. | समराङ्गण ન. રણ-ભૂમિ. |
| गोष्ठ પુ. ન. કોઢ, ગાયનો વાડો. | मुष्टि પુ. મુઠી. | सेना સ્ત્રી, સેના, લશ્કર. |
| ग्रन्थ પુ. ગ્રંથ, પુસ્તક | शनैस् (અવ્યય) હળવે હળવે. | |

रामो रावणमजयत्।
सीता गोदावर्यास्तीरमगच्छत्
गङ्गाया जलमपिबम्।
योधावरौ शरानक्षिपत्।
ललने छायायामुपाविशताम्।
पुत्राणां धर्मकथयः।
सीतां वनेऽत्यजाव।
संकटेभ्यो जनमरक्षः।
गिरेः शिखरादजावपतताम्
रथं समराङ्गणमनयम्।

हरिरश्वमारोहत्।
भिक्षुकेभ्योनिष्कानयच्छम्।
देवानयजाव।
अरण्ये महिषानपश्यम्।
स्तेनौ धनिकस्य धनमचोरयताम्।
दशरथस्तनयमाह्वयत्।
ईश्वरस्य प्रसादेन हरेः क्लेशोऽनश्यत्।
पुरा भार्यया सहोज्जयिन्यामवसम्।
शिष्यावाचार्यमनमताम्।
अवन्त्यामभवः।

**अयोध्यायामास्तीः ।**
**अग्निर्वनमदहत् ।**
**संसारस्यासारतामबोधम् ।**
**नृपस्य पुरतोऽसत्यमवद-*च्छठः ।**
**तदामूर्खोऽस्मीत्यवागच्छम् ।**

સરોવરનું પાણી સુકાયું.
સેનાપતિ લશ્કરને રણભૂમિ ઉપર લઇ ગયો.
રામને (બે) મિત્રોએ સંભાર્યો.
(તું) રામની ચાલવડે ખુશ થયો.
(અમે બેએ) ઋષિઓને શાંતકર્યા.
પરમેશ્વરે પૃથ્વી સરજી.
(બે) માણુસો વાડીમાં પેઠા.
(મેં) હરીને નિંધો.
(તમે બે) વનમાં રહ્યા.
સંઘ (એક) શહેરથી (બીજે) શહેર§ ભટક્યો.
(મેં) પુસ્તક પ્રસિદ્ધ કર્યું.
(તમે બે) હરિની વાડીમાંથી ફળો હરી ગયા.
(તમે) રામને વાત† કહી.
(બે) વાઘ કોટ તરફ દોડ્યા.
કૃષ્ણે પગ ધોયા.
યોદ્ધેશત્રુથીનારીઓનુંરક્ષણકર્યું.
હાથીઓ હળવે હળવે ચાલ્યો,

---

* જો શબ્દ વા રૂપને છેડે કોઇપણ વર્ગના પહેલા ચાર વર્ણો માંનો એક વર્ણ આવ્યો હોય ને તે વર્ણ પાછળ श् આવ્યો હોય અને તે श्‌ની પોતાની પાછળ કોઇ સ્વર,અર્ધસ્વર કે અનુનાસિક આવ્યો હોય, તો श નો વિકલ્પે छ् થાય છે.

§ અહિં नगर શબ્દ વાપરતાં નીચેનો સંધિનો નિયમ વાપરવો જોઇએ:—

પદને, એટલે શબ્દને, અંતે આવેલા વ્યંજન પછી અનુનાસિક આવે તો, તે વ્યંજનને બદલે તેનાજ વર્ગનો અનુનાસિક વિકલ્પે મૂકવામાં આવેછે. ઉ. एतद्+मुरारि =एतन्मुरारि. અથવા एतद्‌मुरारि. જો વ્યંજનની પછી આવનાર અનુનાસિક તદ્ધિત પ્રત્યય આધાક્ષર હોય, તો તે વ્યંજનને બદલે અનુનાસિક અવશ્ય મૂકવો જોઈએ ઉ. चित्+मय=चिन्मय.

† कथ् ધાતુના બંને કર્મો કેટલીકવાર દ્વિતીયામાં મૂકવામાં આવેછે, અથવા તો અનુપસ્થ अकथित કર્મ ચોથીમાં કે છઠ્ઠીમાં મૂકાય છે.

ત્યારે આબાદીની આજ્ઞા વગર (હું) જીવ્યો.
(અમે બેએ) ભોજનને માટે ચોખા રાંધ્યા.
રાણીએ રાજાની સભામાં ગાયું.
અનાજની મુઠીઓ વડે (તે) હરણને ખવડાવતી હતી.
(તેં તારી) સ્ત્રીને કારણ વિના ત્યજી.
(તમે બેએ) કારણ વિના ગામ બાળ્યું.
(તે) ઝાડના શિખર ઉપરથી પડ્યો, અને મરી ગયો,
બાળક હર્ષને લીધે નાચ્યું.

---

## પાઠ ૧૭ મો.

### અનદ્યતન ભૂતકાળ.

પરસ્મૈપદ બહુવચન, અને આત્મનેપદ એકવચન.

પ્રત્યય.

| | પુરુષ ૧. | પુરુષ ૨. | પુરુષ ૩. |
|---|---|---|---|
| પરસ્મૈ. બહુ. | म | त | अन् |
| | अगच्छाम | अगच्छत | अगच्छन् |
| આત્મને. એક. | इ | थास् | त |
| | अलभे | अलभथाः | अलभत |

જે ધાતુઓને આરંભે સ્વર હોય છે, તેની પહેલાં अ ને બદલે आ આગમ મૂકવામાં આવે છે; તે आમાં ધાતુની શરૂઆતનો इ કે ई મળવાથી તેનો ऐ થાય છે; અને उ કે ऊ મળવાથી औ થાય છે; ઉ. आ+ईक्ष्+अ+त+ऐक्षत.

નામ.

आशीर्वाद પુ. આશીર્વાદ.
उच्चकैः (અવ્યય) ઊંચેથી.
गोप પુ. ગોવાળ.
ग्रथन ન. ગુંથવું તે.
चन्द्रापीड પુ. એક રાજપુત્રનું નામ.
चित्रकूट પુ. એક પર્વતનું નામ
देवी સ્ત્રી. દેવી, પટરાણી
धार्तराष्ट्र પુ. ધૃતરાષ્ટ્રનો પુત્ર.
नृशंस (વિશે.) ક્રૂર.
पञ्जर પુ. પાંજરું.

पण्डित પુ. પંડિત.
पाण्डव પુ. પાંડુનામના રાજાના પુત્ર
बलि પુ. એક રાજાનું નામ.
मदिरा સ્ત્રી. દારૂ, મદિરા.
माणवक પુ. વિશેષ નામ.
मारुत પુ. પવન; પવનનો અધિષ્ઠાતા દેવ.
मार्ग પુ. મારગ, માર્ગ, રસ્તો.
राक्षस પુ. રાક્ષસ. દૈત્ય.
लव પુ. રામના એક પુત્રનું નામ.
वसुधा સ્ત્રી. પૃથ્વી.
विराव પુ. બૂમ, પોકાર
शव ન. શબ, મડદું.
शृगाल પુ. શિયાળ.
संचलन ન. આમ તેમ ચાલવું તે.
स्थान ન. સ્થાન, જગ્યા, ઠેકાણું.
अति+सृज् આપવું.

पाण्डवानां धार्तराष्ट्रैः सह युद्धान्यभवन् ।
आचार्या धर्ममुपादिशन् ।
रामः सीतयासह गोदावर्यास्तीरेऽरमत ।
उद्यमेन धनमलभथाः ।
व्याघ्रस्य विरावेण नार्या हृदयमवेपत ।
मित्रस्य कल्याणायायतते ।
गोपा अजान्ग्राम*मनयन् ।
पुरुषमताडयत ।
शृगालोऽम्रियत ।
नृपस्य सभां पण्डिताः प्राविशन् ।
शवमस्पृशाम ।
प्रासादे नार्योऽनृत्यन् ।
माणवकं मार्गमपृच्छाम । *

क्रोशो रामेणाभ्रम्यत ।
देवीमभाषे ।
नृशंसो राक्षसोऽहन्यत ।
नृपतेः शासनमवाधीरयथाः ।
लवस्य विनयेनर्षयोऽतुष्यन् ।
हरिणा जनकोऽसेव्यत ।
चित्रकूटस्य शिखरेऽवसाम ।
शृगालं व्याघ्रं वैक्षे ।
वित्तस्य नाशेनामुह्यन् ।
प्रभूतं धनं नृपेण ब्राह्मणेभ्योऽत्यसृज्यत ।
चन्द्रापीडस्य बलस्य संचलनेन मह्यकम्पत ।
पञ्जराद्विहगममुञ्चाम ।

* પૃષ્ઠ ૨૮ ની ટીપ ‡ જુઓ.

(અમે) ઝાડની છાયામાં બેઠા.
(તેણે) ચાકરોના ગુન્હા માફ કર્યા.
બ્રાહ્મણો ગંગાના જળમાં પડ્યા.
ઘોડાઓ રણભૂમી તરફ દોડ્યા.
રામે બાપના હુકમો માન્યા.
હરિ નારાયણ પાસેથી ગાયન શિખ્યો.
(મે) કેરીઓ ચાખી.
જાસુસ અયોધ્યા ગયા.
(તું) જૂઠું બોલ્યો.
કૃષ્ણ મિત્રની આબાદીથી ખુશ થયો.
(તમે) ત્યારે કૌશામ્બીમાં રહ્યા.
(તે) રામના પરાક્રમથી આશ્ચર્ય પામ્યો.
(તું) શત્રુ જોડે લઢ્યો.
લુચ્ચાને રાજાના હુકમથી મારવામાં આવ્યો.
(તમે) સોનાં મહોરો ગણી.
રામવડે ઋષિ પાસેથી આશીર્વાદ ઇચ્છવામાં આવ્યો.
દેવના પ્રસાદથી તમે (તમારા) શત્રુઓને જીત્યા.
અમે દારૂને ઠેકાણે પાણી પીધું.*
તમે અહિંથી (તમારે) ઘેર પુસ્તકો લઇ ગયા.
ગઇ કાલે સૂર્ય ચળકાટથી ઉજ્વળ પ્રકાશ્યો.
રાત્રિએ ચોરવડે ઘરમાં પ્રવેશ થયો.
અમે સેનાપતિને અને (તેના) લશ્કરને જોયો.
તેઓ રણસંગ્રામમાંથી રાજાને લઇ ગયા.
તેઓએ શત્રુઓ તરફ બાણો ફેંક્યા.*
(મેં) ફુલોની માળા ગુંથવાનો આરંભ કર્યો.

## પાઠ ૧૮ મો.

### હ્યસ્તન ભૂતકાળ (ચાલુ.)

આત્મનેપદ પ્રત્યય (ચાલુ.)

| | પુરૂષ ૧. | પુરૂષ ૨. | પુરૂષ ૩. |
|---|---|---|---|
| દ્વિવચન. | वहि | इथाम् | इताम् |
| બહુવચન. | महि | ध्वम् | अन्त |
| | अलभावहि | अलभेथाम् | अलभेताम् |
| | अलभामहि | अलभध्वम् | अलभन्त |

* મુચ્ ધાતુ વાપરો.

## ધાતુઓ.

**ध्वंस्** ગ० ૧, આત્મને. ફના થવું; નાશ પામવું.
**अव** (ઉપ.)**मन्**+ અવજ્ઞા કરવી; તિરસ્કાર કરવો.
**नि** (ઉપ.)+**मन्त्र्** ગ० ૧૦, આત્મને. આમંત્રણ દેવું, તેડવું. નોતરવું.
**वि** (ઉપ.)+**मृश्** ગ० ૬, પરસ્મૈ. પરીક્ષા કરવી; પારખ કરવી.
**रम्** આનંદ પામવો.

**लज्ज्** ગ० ૬, આત્મને. લજ્જા પામવી, શરમાવવું, લાજવું.
**स्पर्ध्** ગ० ૧, આત્મને. સ્પર્ધા કરવી, સરસાઇ કરવી.
**स्रंस्** ગ० ૧, આત્મને. પડી જવું.
**वि** (ઉપ.)+**हस्** ગ० ૧, પરસ્મૈ. મશ્કરીમાં હસવું.

## શબ્દો.

**अनिष्ट** ન. અનિષ્ટ, દુઃખ, સંકટ.
**अवधीरणा** સ્ત્રી. અવજ્ઞા.
**असुर** પુ० (બ. વ.) દેવનાશત્રુ, રાક્ષસ,
**आरोपण** ન. રોપવું તે.
**उपदेश** પુ. ઉપદેશ.
**कबरी** સ્ત્રી. અંબોડો, વેણી.
**कार्य** ન. કાર્ય, કામ.
**गन्धर्व** પુ. સ્વર્ગમાં રહેનારા દેવોની એક જાત.
**ग्रहण** ન. પકડવું તે.
**चोर** પુ. ચોર.
**जाल** ન. જાળ, પાશ.
**ज्योत्स्ना** સ્ત્રી. ચાંદની.
**त्याग** પુ. ત્યાગ, તજવું તે.
**दर्शन** ન. દર્શન.
**दुष्कृत** ન. દુષ્ટકૃત. દુષ્ટ કામ.
**नायक** પુ. નાયક, આગેવાન.
**परम्** (અવ્યય) તોપણ, પણ.
**पान्थ** પુ મુસાફર.
**प्राची** સ્ત્રી. પૂર્વ દિશા.
**प्राश्निक** પુ. પ્રશ્ન કરનારો.
**बल** ન. બળ, જોર.
**बीज** ન. બી.
**भूप** પુ. ભૂપ, ભૂપાળ, રાજા.
**रमण** પુ. ધણી, કાન્ત.
**राज्य** ન રાજ્ય.
**वीर्य** ન. પરાક્રમ બહાદુરી.
**व्याध** પુ. શિકારી.
**सचिव** પુ. પ્રધાન.
**समूह** પુ. સમૂહ, સમુદાય.

पाण्डवा राज्यमविन्दन्त ।
आचार्याञ्* शिष्या अभ्यवादयन्त ।
सचिवा भूपमभाषन्त ।
नार्यौ कबर्याः पुष्पे अलंभेताम् ।
अनेन व्यहरयध्वम् ।
रथ्यायां जनानां समूहमैक्षामहि ।
ग्रामस्य दुःखान्यध्वंसन्त ।
मित्राणां त्वागमनाह्रज्ञेथाम्
वृक्षेभ्यः शुका उदडयन्त ।
मृगावन्वेतां व्याधैः ।
जनानां सुखायायतामहि ।
देवैः महासुरा अस्पर्धन्त ।
रमणैः सह ज्योत्स्नायामरमन्त नार्यः ।
उज्जयिन्याः कदा न्यवर्तध्वमिति जनैरपृच्छ्यामहि† ।

वातेन वृक्षा अकम्पन्त ।
अरीणां पराजयेनामोदन्त सेनापतयः ।
गृहं प्राविशंश्चोराः परं नालभन्त धनम् ।
कन्या अवन्दन्त जनकम् ।
आचार्याच्छास्त्राण्यशिक्षामहि
वीर्येण विद्यायाश्च बलेन प्राकाशन्त ।
बीजस्यारोपणमारभन्त कृषीवलाः ।
नारायणस्य दुष्कृतानि नारोचन्त जनकाय ।
उद्यमाद्धरेर्धनान्यवर्धन्त ।§
नानिष्टमाशङ्कामहि ।
धनस्य राशयो ब्राह्मणेभ्योऽदीयन्त ।

---

વાંદરા રાક્ષસો સાથે લડ્યાં.
(અમે બે) કાશીમાં પંડિતોસાથે બોલ્યા.
(તેઓએ) સ્વસ્થતાથી મહેણાં સહ્યાં
(બે) તારા પૂર્વમાં પ્રકાશ્યા.

(તમે) માણસોવડે વખણાયા.
(તમે બે) રામ વડે ફરાવાયા.
(અમે) જમવાસારૂ દ્વિજોને નોતર્યા.
અયોધ્યાથી માણસો ક્યારે પાછા આવ્યા ?

---

* પૃષ્ઠ ૨૧ ની ટીપ * જુઓ.

† કર્મણિરૂપમાં प्रच्छ् નું पृच्छ् થાય છે.

§ વર્ગીય પહેલા ચાર વ્યંજનમાંથી કોઇપણ વ્યંજન પછી ह આવે તો પૂર્વ વ્યંજનના વર્ગનો ચોથો અક્ષર, ह ને ઠેકાણે વિકલ્પે થાય છે.

(અમે)હરિપાસેથી મ્હેરબાનીની આશા ન રાખી.
(અમે) નિશાળમાં ચોપડીઓ મેળવી.
(બે) પરીક્ષકોએ નૃત્યમાં (બે) કન્યાઓની પરીક્ષા લીધી.
(અમેબે) માના દર્શનથી આનંદ પામ્યા.
(તમેબેએ) કામ શરૂ ન કર્યું.
(અમેબે) ઋષિને નમ્યા.
(તેઓબેએ) રાજા પાસેથી અવજ્ઞાની શંકા રાખી.
(અમે) ગાંધર્વોનાવંશમાંજન્મ્યા.
પક્ષીઓએ (પોતાના) નાયકના ઉપદેશનો તિરસ્કાર કર્યો, અને જાળમાં પકડાયા.

બ્રાહ્મણોના અપરાધો રાજા વડે માફ કરાયા.
(તમે બે) વાઘના દેખાવથી કંપ્યા.
(તમે)હાથીને પકડવાનો યત્નકર્યો.
(બે)છોકરા (પોતાની) મા વિના આનંદ ન પામ્યા.
રામના ગુણો કવિઓ વડે વખણાયા.
ઉદ્યોગવડે તેઓએ ઘણું દ્રવ્ય મેળવ્યું.
(તેઓ બેએ) અરણ્યમાં (પોતાની) કન્યાને શોધી.
(બે) કેરીઓ (બે) મુસાફરો વડે ચખાઈ.

## સારાંશ તથા સવાલ

नी

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુરૂષ ૧. | अनयम् | अनयाव | अनयाम |
| પુરૂષ ૨. | अनयः | अनयतम् | अनयत |
| પુરૂષ ૩. | अनयत् | अनयताम् | अनयन् |

धृत्

| | | | |
|---|---|---|---|
| પુરૂષ ૧. | अधोते | अधोतावहि | अधोतामहि |
| પુરૂષ ૨. | अधोतथाः | अधोतेथाम् | अधोतध्वम् |
| પુરૂષ ૩. | अधोतत | अधोतेताम् | अधोतन्त |

૧. નીચેના ધાતુઓનો હ્યસ્તન ભૂતકાળ આપો.

अस्, अद्, ईश्, मृग्, सृज्, रच्, नि+मन्त्र्, इष्, शिक्ष्, जीव्, क्री, मृ, जन्, वृत्.

૨. અંત્ય વ્યંજન પછી અનુનાસિક આવે તો શો ફેરફાર થાય છે ? ક્યારે આ ફેરફાર આવશ્યક છે ?

૩. વર્ગીય પહેલા ચાર વ્યંજનમાંથી કોઇપણ વ્યંજન પછી ह् આવે તો, ह् નો શો ફેરફાર થાય છે ?

૪. शा નો ञ् ક્યારે થાય છે ?

---

# भाग ७ मो.

## પાઠ ૧૯ મો.

### उकारांत અને ऋकारांत પુલ્લિંગ તથા નપુંસકલિંગ નામો.

उकारांत પુલ્લિંગ નામોનાં રૂપો इकारांत પુલ્લિંગ નામોનાં રૂપો જેવાંજ થાય છે. તફાવત એટલોજ છે કે, इकारांत નામોમાં જ્યાં इ, ई, ए, અથવા य् આવે છે, ત્યાં उकारांत નામોમાં અનુક્રમે उ, ऊ, ओ અથવા व् આવે છે.

उकारांत અને ऋकारांत નપુંસક નામોના રૂપો, वारि ના જેવાંજ થાય છે. वारि માં અંત્ય, इ, ई, કે ए થાય છે, તેને બદલે, उकारांतમાં અનુક્રમે उ, ऊ, કે ओ, અને ऋकारांतમાં ऋ, ॠ કે अर्, થાય છે.

गुरु (પુલ્લિંગ)

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | गुरुः | गुरू | गुरवः |
| દ્વિતીયા | गुरुम् | ,, | गुरून् |
| તૃતીયા | गुरुणा | गुरुभ्याम् | गुरुभिः |
| ચતુર્થી | गुरवे | ,, | गुरुभ्यः |

### मधु (નપુંસક.)

| | | | |
|---|---|---|---|
| પ્ર૦ તથા દ્વિ૦ | मधु | मधुनी | मधूनी |
| તૃતીયા | मधुना | मधुभ्याम् | मधुभिः |
| ચતુર્થી | मधुने | ,, | मधुभ्यः |

### कतृ (નપુંસક) કર્તા.

| | | | |
|---|---|---|---|
| પ્ર૦ તથા દ્વિ૦ | कर्तृ | कर्तृणी | कर्तृणि |
| તૃતીયા | कर्तृणा | कर्तृभ्याम् | कर्तृभिः |
| ચતુર્થી | कर्तृणे | ,, | कर्तृभ्यः |

ऋકારાંત પુલ્લિંગ નામોને પ્રથમાનાં ત્રણે વચનના અને દ્વિતીયાનાં એક વચન તથા દ્વિવચનના પ્રત્યયો લાગતાં, ऋ નો आर् થાય છે. पितृ भ्रातृ जामातृ देवृ, नृ, અને सव्येष्ठृ જેવાં થોડાંક નામોનાજ અંત્ય ऋ નો अर् થાય છે. બધાયે ऋકારાંત નામોની પ્રથમાના એકવચનમાં र्નો અને પ્રત્યયના स्નો લોપ થાય છે, એટલે છેવટે आ રહે છે.

### પ્રત્યય.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન, |
|---|---|---|---|
| પ્રથમા | स् | औ | अस् |
| દ્વિતીયા | अम् | ,, | न् |
| તૃતીયા | आ | भ्याम् | भिस् |
| ચતુર્થી | ए | ,, | भ्यस् |

દ્વિ. બ. નો न પ્રત્યય લાગતાં, પૂર્વનો ऋ દીર્ઘ થાય છે.

### नेतृ (પુલ્લિંગ) નાયક, દોરનાર.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | नेता | नेतारौ | नेतारः |
| દ્વિતીયા | नेतारम् | ,, | नेतॄन् |
| તૃતીયા | नेत्रा | नेतृभ्याम् | नेतृभिः |
| ચતુર્થી | नेत्रे | ,, | नेतृभ्यः |

### भ्रातृ (પુલ્લિંગ) ભાઈ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | भ्राता | भ्रातरौ | भ्रातरः |

| | | | |
|---|---|---|---|
| દ્વિતીયા | भ्रातरम् | भ्रातरौ | भ्रातॄन् |
| તૃતીયા | भ्रात्रा | भ्रातृभ्याम् | भ्रातृभिः |
| ચતુર્થી | भ्रात्रे | ,, | भ्रातृभ्यः |

નામ (પુલ્લિંગ).

इषु તીર.
ऋतुपर्ण એક રાજાનું નામ.
कपोल ગાલ.
जामातृ જમાઇ.
तडाग તલાવ.
तरु ઝાડ.
त्वष्टृ વિશ્વકર્મા.
दुर्जन દુર્જન, ખરાબ માણસ.
देवृ દિયર.
धातृ પેદાકરનાર.
नृ નર, પુરૂષ.
परशु ફરસી કુહાડો.

परशुराम નક્ષત્રિય પૃથ્વી કરનાર
બ્રહ્મણ યોદ્ધો
पांसु ધુળ, રજ.
पितृ પિતા, બાપ.
प्रभु પ્રભુ, ધણી.
बाहु હાથ, બાંહ્ય.
बिन्दु ટીપું.
भर्तृ પતિ, ધણી, માલીક.
भीम પાંડુના છોકરા ઓમાંના એકનું નામ
भ्रमर ભમરો

मनु હિંદુ ધર્મશાસ્ત્રનો રચનાર.
लक्ष्मण રામનો ભાઇ
वायु વાયુ, વા પવન
विघ्न વિઘ્ન.
विमार्ग ખોટો રસ્તો, આડો રસ્તો.
विष्णु વિષ્ણુ.
शत्रु શત્રુ, દુશ્મન.
शंभु શંભુ. શિવ.
शिशु બાલક.
सव्येष्टृ સારથિ.

પુલ્લિંગ તથા નપુંસક.

कर्तृ કર્તા, કરનાર, રચનાર.
गन्तृ ગમન કરનાર, જનાર.
दातृ દાતાર, દાતા, આપનાર.
द्रष्टृ દરશન કરનાર, જોનાર.
द्वेष्टृ દ્વેષ કરનાર.
रक्षितृ રક્ષણ કરનાર.

નપુંસક.

अग्र અગ્ર, ટોચ.
अश्रु આંસુ.
तालु તાળવું.
मधु મધ.
राष्ट्र રાષ્ટ્ર, દેશ.
वसु વસુ, ધન,

સ્ત્રીલિંગ.

अमरावती ઇંદ્રની રાજધાની. | जिह्वा જીભ.

## विशेषणो.

| | |
|---|---|
| क्षुधित भूख्यो | श्याम श्याम, काळो. |

## अव्ययो.

अनेकशस् वारंवार.

तु पण (वाक्यनी शरुआतमां वपरातो नथी.)

## धातु

| | |
|---|---|
| अनु+इष् ग०४, परस्मै. शोधवुं. | भृ ग. १. प. आ. भरवुं. |
| अनु+गम् अनुसरवुं, पाछळ जवुं. | ( ध्रियते कर्मणि. ) |
| गल् ग० १. परस्मै. निगळवुं, झरवुं. | अनु=मन् कबुल राखवुं. |
| छिद् (कर्मणि प्रयोगमां) कपावुं. | निर्+मा निर्माण करवुं. (निर्मीयते कर्मणि.) |
| प्र+नी रचवुं. | वाञ्छ् ग. १. परस्मै. वांछा करवी, चहावुं, इच्छवुं. |

निषेध बतावनाने माटे, व्यंजनथी शरु थता शब्दने आरंभे अ अने स्वरथी शरु थता शब्दने आरंभे अन् मूकाय छे.

## वाक्यो.

शम्भुर्जयति ।
बाहू स्फुरतः ।
वायुना तरवः कम्पन्ते ।
भ्रमरा मधु पिबन्ति ।
नरो वसूनि वाञ्छन्ति ।
इन्द्र शत्रूनजयत् ।
योधोऽरातिषु क्षिपति ।
चातको जलस्य बिन्दुमपि न लभते ।
विष्णवे पूजा रोचते ।
प्रभुभिर्भृत्या आदिश्यन्त ।
विश्वस्य कर्तारं नमामि ।
गुरुभ्यः शिष्यस्याविनयं कथयामि ।
सीता लक्ष्मणं देवरमन्वगच्छत् ।
कन्याया भर्तारं जामातरं वदन्ति ।
नार्याः कपोलयोर्नयनाभ्यामश्रूणि गलन्ति ।
भर्त्रा सन्देशः प्रहीयते ।
त्वष्टामरावती निरमीयत ।
पितरो वन्द्यन्ते पुत्रैः ।
रामो जनकस्य जामाता ।

पाण्डवा द्वेष्टॄन् युद्धेऽजयन् ।
भर्तारमनुसरति किंकरः ।
मनुना धर्मः प्राणीयत ।
धात्रा प्रजाः सृज्यन्ते ।
तडागस्य जलं मार्गे गन्तृभिरपीयत ।
याचका दातारं नाऽभजन्त ।



રામ છોકરાઓને લાડુ આપેછે.
આકાશ ધુળથી ભરાઇ જાય છે.
પરશુરામે ફરશીવડે શત્રુઓને
માર્યા.
પાણીનાં ટીપાં વાદળામાંથી
પડે છે.
રાજાએ શહેરના રક્ષણ કરનારને
બોલાવ્યા.
બાળક બાપને તાબે રહે છે.
અવન્તીના ધણીએ પ્રભુને કહ્યું.
હરિ જીભવડે તાળવાને અડકગો.
સ્ત્રીઓ સ્વામી સાથે વાડીએ ગઇ.
ઋષિઓ મંત્રના જોનારા હતા.
લોકો વિષ્ણુને પૂજે છે.
ઋતુપર્ણે સારથીઓને કહ્યું
રામ (પોતાના) ભાઇ લક્ષ્મણ
સાથે વનમાં ગયો.
બાણોથી રાવણના માથાં રામ
વડે કપાયાં.*
વારંવાર વિઘ્નના ભયને લીધે
માણસો વડે કામ શરૂ કરી
શકાતું નથી.

પોતાના હાથવડે ભીમ શત્રુ સાથે
લઢ્યો.
દેવો અનર્થ કરનારાને શિક્ષા
કરે છે.
ખોટે રસ્તે જનારાઓ લોકો વડે
નિંદાય છે.
નાશમાંથી દેશ (પ્રજા)નો રક્ષણ
કર્તા સદ્‌ગુણ છે.
દુર્જનની જીભની ટોચ ઉપર મધ
હોય છે. પણ તેના હૃદયમાં
ઝેર હોય છે.
ઝાડો છાયાવડે મુસાફરોને આ-
નંદ પમાડે છે.
વિશ્વામિત્રની સાથે રામનું વનમાં
જવું પિતા વડે કબુલ રખાયું.
પવન કાળાં વાદળાને વિખરે છે.
ભૂખ્યાને અન્નદાન કરનારને લોકો
વખાણે છે.
સીતાના ભર્તા અને દિયરે સીતાને
શોધી.

* સ્વર પછી છ્ આવે તો ચ્છ થાય છે. તે સ્વર દીર્ઘ અને પદાંતે હોય તો, ચ્છ્ વિકલ્પે થાય છે, પણ मा (=નહિ) અને आ (ઉપસર્ગ) પછી છ્નો ચ્છ્ અવશ્ય થાય છે.

# પાઠ ૨૦ મો.

## उकारांत અને ऋकारांत પુલ્લિંગ તથા નપુંસકલિંગ નામ.

| | | એકવચન. | | દ્વિવચન. | બહુવચન |
|---|---|---|---|---|---|
| ऋकारांत પુલ્લિંગ. | પં. | ० | | भ्याम् | भ्यस् |
| | ષ. | ० | | ओस् | नाम् |
| | સ. | इ | | ,, | सु |

પંચમી અને ષષ્ઠીનું એકવચન, ऋને બદલે उर् મૂકવાથી થાય છે. સપ્તમીના એકવચનનો इ પ્રત્યય લાગતાં, ऋ નો પ્રથમ अर् થાય છે. વળી ષષ્ઠીના બહુવચનનો नाम् પ્રત્યય લાગતાં, ऋને ઠેકાણે દીર્ઘ ॠ થાય છે; પરંતુ नृ શબ્દમાં વિકલ્પે દીર્ઘ ॠ થાય છે. સંબોધનનું એકવચન, ऋને બદલે अर् મૂકવાથી થાય છે. અને દ્વિવચન અને બહુવચન પ્રથમાનાં તે તે રૂપો જેવાંજ છે.

गुरु (પુલ્લિંગ.)

| | | | |
|---|---|---|---|
| પંચમી | गुरोः | गुरुभ्याम् | गुरुभ्यः |
| ષષ્ઠી | ,, | गुर्वोः | गुरूणाम् |
| સપ્તમી | गुरौ | ,, | गुरुषु |
| સંબોધન | गुरो | गुरू | गुरवः |

मधु (નપુંસકલિંગ)

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન |
|---|---|---|---|
| પંચમી | मधुनः | मधुभ्याम् | मधुभ्यः |
| ષષ્ઠી | ,, | मधुनोः | मधूनाम् |
| સપ્તમી | मधुनि | ,, | मधुषु |
| સંબોધન | मधो, मधु | मधुनी | मधूनि |

कर्तृ (નપુંસકલિંગ)

| | | | |
|---|---|---|---|
| પંચમી | कर्तृणः | कर्तृभ्याम् | कर्तृभ्यः |
| ષષ્ઠી | ,, | कर्तृणोः | कर्तॄणाम् |

| | | | |
|---|---|---|---|
| સપ્તમી | कर्तृणि | कर्तृणोः | कर्तृषु |
| સંબોધન | कर्तर्, कर्तृ | कर्तृणी | कर्तृणि |

नेतृ ( પુલ્લિંગ. )

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પંચમી | नेतुः | नेतृभ्याम् | नेतृभ्यः |
| ષષ્ઠી | ,, | नेत्रोः | नेतृणाम् |
| સપ્તમી | नेतरि | ,, | नेतृषु |
| સંબોધન | नेतर् | नेतारौ | नेतारः |

શબ્દો.

**अनुज्ञा** સ્રી. રજા, પરવાનગી.
**अप्रिय** વિશે. અપ્રિય, અપસંદ.
**अर्जुन** પુ. પાંડુના પાંચ પુત્રો-માંના ત્રીજાનું નામ.
**अलङ्घनीय** વિશે. નહિ ઓળંગાય એવું.
**अलम्** (અવ્યય) પૂરતું, બસ. (તૃતીયા વિભિક્તી સાથે વપરાય છે.)
**अवस्तु** ન. અવાસ્તવિક ચીજ, મિથ્યા પદાર્થ.
**अवस्त्वारोप** પુ. મિથ્યા પદાર્થની કલ્પના.
**आदर** પુ. આદર, માન, સત્કાર.
**आरोप** પુ. આરોપ, આરોપણ.
**आर्य** પુ. આર્ય, સજ્જન; હિંદુના પ્રાચીન પૂર્વજોનું નામ.
**इच्छा** સ્રી ઇચ્છા.
**इन्दु** પુ. ચંદ્ર.
**उत्कण्ठा** સ્રી. ઉત્કંઠા, ઇચ્છા.
**उत्साह** પુ. ઉત્સાહ, હોંશ.
**कर्ण** પુ. એક શૂરવીરનું નામ.
**कलङ्क** પુ. લાંછન, ડાઘો,
**कारुण्य** ન. કરૂણા, દયા.
**कुरु** (બહુવ.) એક દેશનું નામ.
**कृतज्ञता** સ્રી. કૃતજ્ઞતા, કદર.
**कृपा** સ્રી. કૃપા, મહેરબાની.
**ज्ञाति** પુ. જાતિ, નાત.
**तनु** વિશે. નાનું.
**तूल** પુ. કપાસ, રૂ.
**द्विज** પુ. દ્વિજ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય જાતિનો કોઇ માણસ.
**नप्तृ** પુ. દિકરાનો દિકરો, પૌત્ર.
**निर्बन्ध** પુ. કાલાવાલા, આજીજી,
**निशित** વિશે. તીક્ષ્ણ, ધારવાળું.
**पथ्य** ન. હિતકારક વસ્તુ.
**पशु** પુ. પશુ.
**पात** પુ. પડવું તે, પતન.

पितृव्य पु. કાકો.
बन्धु पु. બંધુ: સગો, ભાઈ.
भारतवर्षीय पु. ભારતવર્ષ એટલે હિંદનો રહેવાસી.
भीम पु. પાંડુનો બીજો પુત્ર.
भूत न. પ્રાણી.
भ्रातृ पु. ભાઈ.
मद पु મદ, ખુમારી.
मृग पु. મૃગ, હરણ.
मृत्यु पु. મૃત્યુ, મોત.
रघु पु. (બ૰વ૰) રઘુ રાજાના વંશજો.
रमा સ્ત્રી. વિશેષ નામ.
लक्ष्मी સ્ત્રી. લક્ષ્મી,† વિષ્ણુની પત્ની, ધનની દેવી.
लङ्घ् ૧ગ.આ. ઓળંગવું, તોડવું.
वक्तृ पु. ન. વક્તા, બોલનારો.
वस्तु न. વસ્તુ, ચીજ.
वार्ता સ્ત્રી. વાર્તા, વાત, ખબર.
विभव पु ધન.
वैकुण्ठ न. વિષ્ણુનું સ્વર્ગમાં રહેવાનું ઠેકાણું.
श्रोतृ पु. શ્રોતા, શ્રવણ કરનાર, સાંભળનાર,
साधु पु. સાધુ, સત્પુરુષ.
साधु વિશે. સારૂં.
स्रष्टृ पु. ન. સરજનાર.

## વાક્યો.

तरोः पुष्पाण्यपतन्।
शम्भोः कृपया कल्याणं भवति।
गुरूणामादेशाननुवर्त्यामहे।
साधवो मृत्योर्भयं न गणयन्ति।
पितरि रामस्य परम आदरः।
विश्वस्य स्रष्टुरिच्छाऽलङ्घनीया*।
क्रोष्टॄणामुत्साहं न सहते।
बाहोर्बलेन पृथ्वीमजयत्।
इन्दौ कलङ्को दृश्यते।
रामो बन्धुषु स्नेहेन वर्तते।
मधुनि माधुर्यमस्ति।
नृषु द्विजः श्रेष्ठः।
दातृभ्यो धनं लभन्ते।
कुरुभ्यो दूत आगच्छत्।
पितृव्यः पितुर्भ्राता।
वस्तुन्यवस्त्वारोपोऽज्ञानम्।
भीमस्य भ्रातर्यर्जुने कर्णो बाणानमुञ्चत्।

† આ શબ્દની પ્રથમાના એકવચનમાં સ્ પ્રત્યય લાગે છે.
* પૃષ્ઠ ૫૪ ની * ટીપ જુઓ.

तूलस्वराशावग्नेरिव मृदुनि मृगस्य शरीरे निशितस्य बाणस्य पातः ।

तनुषु विभवेषु ज्ञातिभिस्त्यज्यन्ते नराः ।

पशुष्वपि कृतज्ञता दृश्यते ।

श्रोतॄणां निर्बन्धात्कथामारभत।

अप्रियस्यापि पथ्यस्य वक्तरि मित्रेऽलं क्रोधेन ।

नप्तुर्लाभेऽतीवोत्कण्ठा भारतवर्षीयाणाम्।

परमं कारुण्यं साधूनां भूतेषु।

कन्यां जामातुर्गृहं नयति ।

રામ રઘુઓમાં મુખ્ય હતો.

(મેં) રચનાર પાસેથી ચોપડી મેળવી.

લક્ષ્મી† વિષ્ણુની પત્ની હતી.

(તે) સાંભળનારાઓ પાસે માફ માગે છે.

જનકે (પોતાના) પાત્રોનો રથ જોયો.

નારાયણે હરિના જમાઇઓના ઘોડા જોયા,

આર્યો કુરુ દેશમાં રહેતા.

પોપટ ઝાડ ઉપર બેઠો.

હરિના પૌત્રનો ચાકર ગામ ગયો.

કર્ણ દાતારોમાં પ્રથમ હતો.

સિંહ પશુઓનો પ્રભુ છે.

હરિ રમાના ધણીનો ભાઇબંધ છે.

ચંદ્રનું બિંબ વધે છે, અને ઓછું થાય છે. ×

(પોતાના) ભાઇ રામની આજ્ઞાથી લક્ષ્મણે સીતાને વનમાં તજી.

બ્રહ્માથી વિશ્વ ઉત્પન્ન થયું.

(તેણીએ) પોતાના ધણીની ખબર મેળવી.

(તેણે પોતાના) હાથના બળવડે શત્રુને જીત્યા.

જોરાવર પવનથી પણ પર્વતોને ભય નથી.

ડાહ્યા માણસો બાળકો પાસેથી જ્ઞાન મેળવે છે.

હે શંભુ, (મારા) પાપ ક્ષમા કરો.

ઋષિઓમાં ઇશ્વર તરફ ઘણો પ્રેમ દેખાય છે.

પક્ષીઓ ઝાડોની શાખાઓ ઉપર બેસે છે.

ચાકરો શેઠના હુકમોનું ઉલ્લંઘન કરતા નથી.

માને ઘેર જવાને માટે ધણી પાસેથી તેણે પરવાનગી મેળવી.

વિષ્ણુના ભક્તો વડે વૈકુંઠમાં રહેઠાણ મેળવાય છે.

---

† આ નામ પ્રથમા એક વચનમાં स् લે છે.

× क्षि ના કર્મણિ પ્રયોગનો ઉપયોગ કરવો.

## सवाल.

१. नीचेना शब्दोनां रुपाख्यान करोः—

ग्रहृ पु. न., मधु, मनु, जामातृ, अम्रु, धातृ, पु., नृ, वेणु, शत्रु, विभु, पु. न., भ्रातृ, स्रष्टृ पु., वस्तु, वायु, ४, ७,

२. उकारांत पुल्लिंग अने उकारांत तथा ऋकारांत नपुंसकलिंग नामोनां रुपोने इकारांत नामोनां रुपो साथे सरखावो.

३. पहेलां पांच रुपोमां ऋकारांत पुल्लिंग नामोमां जे फेरफार थाय छे, ते जणावो.

४. छ् नो च्छ् क्यारे थाय छे. ? तेनो आवश्यक अने वैकल्पिक नियम शो छे ?

---

## पाठ २१ मो.

### इकारांत, उकारांत ऊकारांत अने ऋकारांत स्त्रीलिंग नामो.

ऊकारांत स्त्रीलिंग नामोनां रुपो ईकारांत स्त्रीलिंग नामो जेवांज थाय छे. ईकारांत नामोमां ज्यां ज्यां इ ई के य् आवे छे, त्यां त्यां ऊकारंत नामोमां अनुक्रमे उ, ऊ, के व् आवे छे. प्रथमानुं एकवचन स् प्रत्यय लगाडवाथी थाय छे.

इकारांत अने उकारांत स्त्रीलिंग नामोनी तृतीयाना एकवचननो प्रत्यय आ छे. अने द्वितीयाना बहुवचननो प्रत्यय स् छे. आ स् प्रत्यय लागतां, पुर्वनो स्वर दीर्घ थाय छे. बीजी बधी वाते, आ नामोनां रुपो इकारांत अने उकारांत पुल्लिंग नामोनां जेवांज छे. चतुर्थी, पंचमी, षष्ठी अने सप्तमीना एकवचननां रुपो, विकल्पे, ईकारांत के ऊकारांत स्त्रीलिंग नामोनां जेवा थायछे.

ऋकारांत स्त्रीलिंग नामोमां, सगाइवाचक शब्दो आवे छे. ते आ छेः—स्वसृ, मातृ, दुहितृ, ननान्दृ, अने यातृ, द्वितीयाना

બહુ વચનનો પ્રત્યય स् છે. તે પ્રત્યય લાગતાં, આ નામોનો અંત્ય સ્વર દીર્ઘ થાય છે. બીજી બધી વાતે, स्वसृनां રૂપો, नप्तृ કે गन्तृ પુ. જેવાં, અને બાકીનાનાં पितृ જેવાં થાય છે.

श्रोतृ, गन्तृ, અને તેવાજ બીજાં ऋકારાંત વિશેષણોનું સ્ત્રીલિંગ અંગ ई ઉમેરવાથી થાય છે; જેમકે, श्रोत्री, गन्त्री; ઇત્યાદિ,

श्वश्रू

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | श्वश्रूः | श्वश्र्वौ | श्वश्र्वः |
| દ્વિતીયા | श्वश्रूम् | ,, | श्वश्रूः |
| તૃતીયા | श्वश्र्वा | श्वश्रूभ्याम् | श्वश्रूभिः |
| ચતુર્થી | श्वश्र्वै | ,, | श्वश्रूभ्यः |
| પંચમી | श्वश्र्वाः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | श्वश्र्वोः | श्वश्रूणाम् |
| સપ્તમી | श्वश्र्वाम् | ,, | श्वश्रूषु |
| સંબોધન | श्वश्रु | श्वश्र्वौ | श्वश्र्वः |

मति.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | मतिः | मती | मतयः |
| દ્વિતીયા | मतिम् | ,, | मतीः |
| તૃતીયા | मत्या | मतिभ्याम् | मतिभिः |
| ચતુર્થી | मतये, मत्यै | ,, | मतिभ्यः |
| પંચમી | मतेः मत्याः | ,, | ,, |
| ષષ્ઠી | ,, ,, | मत्योः | मतीनाम् |
| સપ્તમી | मतौ मत्याम् | ,, | मतिषु |
| સંબોધન | मते | मती | मतयः |

### धेनु.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | धेनुः | धेनू | धेनवः |
| દ્વિતીયા | धेनुम् | ,, | धेनूः |
| તૃતીયા | धेन्वा | धेनुभ्याम् | धेनुभिः |
| ચતુર્થી | धेनवे, धेन्वै | ,, | धेनुभ्यः |
| પંચમી | धेनोः, धेन्वाः | ,, | ,, |
| ષષ્ઠી | ,, ,, | धेन्वोः | धेनूनाम् |
| સપ્તમી | धेनौ, धेन्वाम् | ,, | धेनुषु |
| સંબોધન | धेनो | धेनू | धेनवः |

### मातृ

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | माता | मातरौ | मातरः |
| દ્વિતીયા | मातरम् | ,, | मातॄः |
| તૃતીયા | मात्रा | मातृभ्याम् | मातृभिः |
| ચતુર્થી | मात्रे | ,, | मातृभ्यः |
| પંચમી | मातुः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | मात्रोः | मातॄणाम् |
| સપ્તમી | मातरि | ,, | मातृषु |
| સંબોધન | मातर् | मातरौ | मातरः |

### સ્ત્રીલિંગ.

आङ्गलभूमि ઇંગ્લાંડ.
अनुरक्ति પ્રીતિ.
कान्ति તેજ.
कीर्ति યશ, કીર્તિ.
कृति કૃતિ, કામ
गति ચાલવાની ઢબ, જવું તે.

जाति જાતિ, જાત, નાત.
दुष्कृति દુષ્ટ કૃતિ, ખરાબ કામ.
दुहितृ દીકરી.
धृति હિમત, ધીરજ.
धेनु ધેનુ, ગાય.

ननान्दृ નણંદ
नीति નીતિ, રાજનીતિ.
प्रकृति પ્રધાન મંડળી, પ્રકૃતિ, સ્વભાવ.

प्रतिकृति છબી, નકલ.
प्रीति પ્રીતિ, પ્રેમ.
बुद्धि બુદ્ધિ, અક્કલ.
भक्ति ભક્તિ.
भूति આબાદિ.
भूमि ભૂમી, ભોંય.
मातृ મા.
मुक्ति મુક્તિ, મોક્ષ.
मूर्ति મૂર્તિ, પ્રતિમા.
यातृ દેરાણી, જેઠાણી.
रति ખુશી, મજા; કામદેવની સ્ત્રી.
रात्रि રાત્રિ, રાત.
वधू વહુ, જુવાન સ્ત્રી.
वसति વસ્તી, રહેઠાણ.
वृत्ति વૃત્તિ, ધંધો.
श्रुति સાંભળવું તે; વેદ, શ્રુતિ,
श्वश्रू સાસુ.
सुकृति સારી કૃતિ, સારૂં કામ.
सृष्टि સૃષ્ટિ.
स्तुति સ્તુતિ.
स्मृति સ્મૃતિ, સ્મરણ, યાદદાસ્ત; હિન્દુધર્મ શાસ્ત્રનું પુસ્તક.
स्वसृ બહેન.

---

आङ्गल પુ. ઇંગ્રેજ.
आख्यान ન. ખ્યાન.
आश्रम પુ. આશ્રમ.
ऋष्यशृङ्ग દશરથનો જમાઇ, રામનો બનેવી.
पल्लापुर ન. શહેરનું નામ; વેરૂળ;
अधि+कृ અધિકાર આપવો, ઠરાવવું [કર્મણિરૂપ) ઠરાવું, અધિકારી થવું.
चल् ગ. ૧. પરસ્મૈ. ચાલવું.
चिह्न ન. ચિન્હ.
अभि + धा (धी) કર્મણિ પ્રયોગમાં) બોલાવવું, નામ દેવું.
धीर વિશે. ધીરજવાળો, બહાદુર.
निन्दा સ્ત્રી. નિંદા, ખોટું બોલવું તે.
निपुण વિશે. નિપુણ, હોશિયાર.
उत्+पद् ગ૦ ૪. આત્માને. ઉપજવું, ઉત્પન્નથવું, નિપજવું,
पर વિશે. પરમ, શ્રેષ્ઠ
परिणाम પુ. પરિણામ.
पश्चात् (અવ્યય) પછી.
पिण्ड પુ. પિંડ, મરનારને બળિ આપવામાં આવે છે તે.
प्रकर्ष પુ. અત્યંતતા, મોટાઇ.
आ (ઉપ) प्रच्छ् (पृच्छ्) આત્માને. નીકળતી વેળાએ પુછવું, વદાય માગવી.
बहु વિશે. બહુ, ઘણું
मदन પુ. કામદેવ.
मन्द વિશે. મંદ, ધીમું.
लोभ પુ. લોભ.
विकास પુ. વિકાસ. પ્રકાશ, વિસ્તાર.
विवर ન. ગુફા.
शम्बुक પુ. વિશેષ નામ.
शान्ता સ્ત્રી. રામની બહેન.

| | | |
|---|---|---|
| शूद्र પુ. શૂદ્ર. | नि+सद् (निषीद्) | सुजन પુ. સજ્જન, |
| शौर्य ન. શૌર્ય, પરાક્રમ. | ગ૦ ૧. પરસ્મૈ. બેસવું. | સારો માણસ. |
| आ+श्लिष् ગ.૪,૫. | संनिधि પુ. પાડોશ. | प्र+सृ પસરવું, ફેલાવું. |
| ભેટવું. | | स्निह् ગ૦૪. પરસ્મૈ. સ્નેહ રાખવો. |

## વાક્યો

सुजनस्य कीर्तिर्लोके प्रसरति ।
संकटे धीरो धृतिं न मुञ्चति ।
रामः प्रीत्या पुत्रमाश्लिष्यति ।
मुक्तये देवं भजति ।
यक्षाणां वसत्या आगच्छत् ।
दुःखं दुष्कृतेरुत्पद्यते ।
मदनो रतेर्वल्लभः ।
सृष्ट्याः पालक ईश्वरः ।
बुद्धेः प्रकर्षः कीर्तये भवति ।
भूमौ निषीदति ।
जामातुर्ऋष्यशृङ्गस्याश्रमं रामस्य मातरोऽगच्छन् ।
भ्रातृननान्दरं चापृच्छत सीता पश्चादगच्छत्पितुर्गृहम् ।
रघोः पिता वसिष्ठस्य धेनुमरक्षत् ।
नारायणस्य कृतयो हरेः प्रीत्यै न भवन्ति ।
श्रुत्यां शूद्रो नाधिक्रियते ।
मूर्खाणां स्तुतीर्निन्दा वा न गणयन्ति बुधाः ।
प्रकृतिभिर्नृपः सेव्यते ।
गोपो धेनू रक्षति ।
वध्वो नद्या जलमानयन्ति ।
श्वश्रूर्जामातरि स्निह्यति ।
चन्द्रस्य कान्तिं पश्यति ।
सुकृतीनां फलमनुभवति ।
लोभेन बुद्धिः स्खलति ।
हरिः प्रकृत्या साधुर्वर्तते ।
रामः पित्रे मात्रे च पिण्डानयच्छत् ।
स्मृत्यां धर्मः कथ्यते ।

---

સીતા નણંદના વર ઋષ્યશૃંગને નમી.
વિશ્વામિત્ર જાતે ક્ષત્રિય હતો, પછી (તે) બ્રાહ્મણ થયો.
શંબૂક ધંધે ખેડુત છે.
સીતા સાસુને હમેશ ખુશ કરતી હતી.
રાજાનો પ્રધાન રાજનીતિમાં હોંશિયાર છે.

સ્મૃતિઓમાં મનુનીસ્મૃતિ શ્રેષ્ઠ છે.
મહારાષ્ટ્ર દેશમાં જુવાન સ્ત્રીઓનો
　વિનય વખાણવા લાયક છે.
રામ (પોતાની બહેન શાંતાને
　મળ્યો અને માને નમ્યો.
રામે (તે) માણસને (તેની)
　જાત પૂછી.
માણસો આબાદી ચાહે છે.
ઈંગ્રેજો અહીં ઈંગ્લાંડથી આવે છે.
વેરુળના પડોશમાં ગુફાઓમાં
　દેવોની ઘણી† પ્રતિમાઓ છે.
હરિએ ધ્યાનમાં રાત ગાળી.*
કૃષ્ણને‡ ઘણી દીકરીઓ છે.
પરાક્રમ કીર્તિ(મેળવવા) સારૂ છે,
માણસોનો સ્વભાવ (તેના) કૃત્યો
　ઉપરથી જણાય છે.
નારાયણનો નાશ(તેના) ખરાબ
　કામનું પરિણામ છે.
ધૈર્ય માણસોનું શ્રેષ્ઠ ભૂષણ છે.
પરમેશ્વર વિષે ઘણી પ્રીતિ એ
　ભક્તિ કહેવાય છે.
માણસની બુદ્ધિનો વિકાશ એ
　શિક્ષણનું પરિણામ છે.
કાંતિમાં સીતાનું મોં ચંદ્ર જેવુંછે.
હાથીની ચાલ ધીમી ધીમી હોયછે.
બાપે કન્યાઓને પુષ્કળ ધન
　આપ્યું.
બેહેનની ભેટ એ પ્રીતિનું ચિન્હ હતું.

## સવાલ.

૧. (क) ऊકારાંત અને ईકારાંત સ્ત્રીલિંગ નામોનાં રૂપો સરખાવો.

(ख) इકારાંત તથા उકારાંત પુલ્લિંગ નામોનાં રૂપો સાથે इકારાંત અને उકારાંત સ્ત્રીલિંગ નામોનાં રૂપો સરખાવો. એવાં સ્ત્રીલિંગ નામોનાં જે વિકલ્પેરૂપ થાય છે તે શાને મળતાં આવે છે?

(ग) स्वसृ, मातृ, पितृ, नप्तृ, અને गन्तृ પુ. નાં રૂપો માંહે માંહે સરખાવો.

---

† उકારાંત વિશેષણનું સ્ત્રીલિંગ અંગ મૂળ જેવુંજ રહે છે, અથવા તો મૂળમાં ई ઉમેરીને થાય છે.

* नी ધાતુ વાપરવો.

‡ છઠ્ઠી વિભક્તિ વાપરવી.

૨. ઉકારાંત તથા ઋકારાંત વિશેષણોનું સ્ત્રીલિંગ રૂપ શી રીતે થાય છે.

૩. નીચેના શબ્દોનાં રૂપો આપોઃ—

ननान्दृ, श्वश्रू, रुचि, कीर्ति, वधू, रज्जु સ્ત્રી., मीति, पृथु પુ. સ્ત્રી, ૪, ૬.

---

# भाग ८ मो.

## પાઠ ૨૨ મો.

### આજ્ઞાર્થ.

પરસ્મૈપદ પ્રત્યય.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુરુષ ૧. | आनि | आव | आम |
| પુરુષ ૨. | ० | तम् | त |
| પુરુષ ૩. | तु | ताम् | अन्तु |
| | वदानि | वदाव | वदाम |
| | वद | वदतम् | वदत |
| | वदतु | वदताम् | वदन्तु |

આજ્ઞાર્થના પ્રત્યયો લાગતાં પહેલાં ધાતુઓને વિકરણ પ્રત્યય જોડવામાં આવે છે. अस् અને अद्‌ના આજ્ઞાર્થનાં રૂપો બીજી ચોપડીમાં આપ્યાં છે.

શબ્દો.

अनृत ન. અસત્ય.
अभिधान ન. નામ.
डिम्भ પુ. બચ્ચું, બાળક.
दुर्ग ન. સંકડામણ.
दृढम् (અવ્ય.) દૃઢ, મજબૂત રીતે.
पाठ પુ. પાઠ.
पितृ (દ્વિવચનમાં) માબાપ.
पूज्य વિ. પૂજ્ય, પૂજવાને યોગ્ય.
प्रतिक्रिया સ્ત્રી. વેર, વેર વાળવું તે.
भद्र ન. ભલું, કલ્યાણ.

अनु+भू અનુભવવું, ભોગવવું.
प्र+मद् ભૂલ કરવી.
मा (અવ્યય) મા, નહિ.
रस પુ. રસ.
रेरे અ૦ અરે અરે.
वंश પુ. વંશ, કુળ.
वत्स પુ. બચ્ચું, પુત્ર.
वयस्य પુ. મિત્ર.
शङ्का સ્ત્રી. શંકા, વહેમ, શક.
वि+श्रम् વિશ્રામ લેવો, થાક ખાવો.
सत्त्व ન. સત્ય, બલ-મનસાઇ; પ્રાણી.
सर्वदा (અવ્યય). સર્વદા, સદા, હમેશ.
सुवर्णकार પુ. સોની.
सोम પુ. યજ્ઞમાં વપરાતો એક વેલો કે તેનો રસ.
अनु+स्था પ્રમાણે ચાલવું; હુકમનો અમલ કરવો.

## વાક્યો.

सत्त्वं जयतु ।
वत्स पितरं प्रणम ।
अयोध्यां दूता गच्छन्तु ।
पुत्रावश्वमारोहताम् ।
रे रे ! मा विनयं त्यजत ।
सख्यौ पुष्पाण्यानयतम् ।
वयस्योपवनं प्रविशाव ।
जलं त्यज घृतं पिब ।
कथ व्याघ्राणां संनिधौ निवसानि ।
लोको दुर्गाणि तरतु भग्नाणि पश्यतु ।
नराणां व्याधयो नश्यन्तु ।
मयूरौ प्रासादस्य शिखरे नृत्यताम् ।
बालका अनृतं मा वदत ।
आसनयोर्निषीदतम् ।
डिम्भ जननीमाह्वय ।
भूपतयः सर्वदा प्रजा धर्मेण रक्षन्तु ।
जनः सदानन्दमनुभवतु ।
शत्रोःप्रतिक्रियामुपदिशत ।
पितरौ प्रसीदतम् ।
सत्यान्मा प्रमाद्याम ।
सुवर्णकारस्सुवर्णं तोलयतु ।
पित्रोर्गुरोश्च वचनमनुतिष्ठ ।
पूज्यान्पूजय ।
विश्राम्यन्तु पान्थास्तरोश्छायायाम् ।
क्षालयतां हस्तौ बालौ ।

(તમારા) ભાઇનું નામ કહો.
હે બાળકો (તમે) નિશાળે જાઓ, ને પાઠ શિખો.
ઇશ્વર રક્ષણ કરો.
(આપણે) ડાહ્યા માણસોની શિખામણોને અનુસરીએ.
દેવો પ્રસન્ન થાઓ.
અરે હરિ અને માધવ, (તમે) બડબડો મા.
રામની ફતેહ વિષે* શક તજો.
આ પ્રમાણે માણસોના શત્રુઓના થાઓ.
ગરીબોને ધન આપ.
હે ચાંડાલ, બ્રાહ્મણને અડક મા.
(તે) સોમ રસ પીએ.
(તે) (પોતાના) કુળનાં સારાં કામો સંભારે.

(અમે) માણસોના વખાણોને લાયક થઇએ.
(આપણા) મિત્રોના અપરાધો (આપણે) ક્ષમા કરીએ.
હે બાળક, (તું) પિતાને દઢ આલિંગન કર.
હે બાળકો, મુગાં પ્રાણીઓને દુઃખ દેતા નહિ.
હરિનું મન ક્રોધથી ભરાય નહિ.
પાપમાં(આપણે) આળોટીએ નહિ.
ગોવાળને ગાયો ઘેર લઇ જવાદો.†
સોના વિષેનો લોકનો લોભ ઓછો થાઓ.
(બે) છોકરાઓ માને ખુશી કરો.
ભિખારીઓને ચોખા વિણવા દો.
મૂર્ખાઓને બડબડવા દો.

## પાઠ ૨૩ મો.

### આજ્ઞાર્થ ( આગળ ચાલુ. )

આત્મનેપદ પ્રત્યય.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુરુષ ૧ | ऐ | आवहै | आमहै |
| પુરુષ ૨ | स्व | इथाम् | ध्वम् |
| પુરુષ ૩ | ताम् | इताम् | अन्ताम् |

* અહિં સપ્તમી વાપરો.

† જેને સાહાયકારક ‘દો’ લાગ્યું હોય તે ક્રિયાપદને આજ્ઞાર્થમાં વાપરવું, ‘દો’ ના અનુપસ્થ કર્મને પ્રથમામાં મુકવું, અને તેના પુરૂષ તથા વચન પ્રમાણે આજ્ઞાર્થનું રૂપ કરવું.

| | | |
|---|---|---|
| मोदे | मोदावहे | मोदामहे |
| मोदस्व | मोदेथाम् | मोदध्वम् |
| मोदताम् | मोदेताम् | मोदन्ताम् |

## ધાતુઓ.

वि+जि આત્મને. વિજયપામવો, ફતેહ મેળવવી.

प्रति+पद् તરફ પગલાં ભરવાં, આચરવું.

मन् ગ૦ ૪. આત્મને. માનવું; ધારવું, વિચારવું.

अव+लम्ब् ગ૦ ૧. આત્મને. આશ્રરો લેવો; પકડવું.

प्र+वृत् પ્રવૃત્તિ કરવી, મંડવું, કામે લાગવું.

## નામો.

अभिलाष પુ. અભિલાષા, કોડ.

आचार પુ. આચાર, યોગ્ય વર્તણુંક, ચાલ.

ऋजुता સ્ત્રી. પ્રમાણિકપણું.

खल પુ. લુચ્ચો.

देवदत्त પુ. એક માણસનું નામ.

पात्र ન. યોગ્ય માણસ કે વસ્તુ.

पार्थिव પુ. રાજા.

प्रश्रय પુ. સભ્યતા.

विद्या સ્ત્રી. વિદ્યા.

श्रम પુ. શ્રમ.

समृद्धि સ્ત્રી. પુષ્કળતા; સમૃદ્ધિ, સંપત્તિ.

सूनु પુ. પુત્ર.

## વાક્યો.

शत्रुभिः सह युध्यस्व ।

चित्तं स्वास्थ्यं लभताम् ।

शिष्या गुरून् वन्दध्वम् ।

प्रजाया हिताय पार्थिवाः प्रवर्तन्ताम् ।

कन्ये गीतं शिक्षेताम् ।

भर्तारं सेवेथाम् ।

कथं दुःखं सहे ।

कीर्तये यतामहे ।

भूपते विजयस्व ।

भ्रातुर्गुणान् मा श्लाघध्वम् ।

नरा धान्यस्य समृद्ध्या मोदन्ताम् ।

आचारं प्रतिपद्येथाम् ।

जनानां धर्मेऽभिलाषो वर्धताम् ।

शृगालौ म्रियेताम् ।

वार्ताः श्रूयन्ताम् ।

प्रजयमवकम्पस्व ।
प्रकाशन्तां पराक्रमेण नृपस्य सूनवः ।
रमतां चित्तं छात्राणां विद्यायाम् ।
संगीतमारभामहै
प्रजानां कल्याणाय क्लेशाः सह्यन्तां नृपैः ।
प्रेक्षस्व वनस्य शोभाम्
संकटेऽप्यनृतं मा भाषावहै ।
मानिष्टमाशङ्केथाम् ।
शोभन्तां तरवःफलानामुद्गमेन ।
दुराचारेभ्यः कल्याणं माशंसध्वम् ।

---

રાજાના શત્રુઓ થરથરો.
(તું) ફેરી ચાખ.
(તમે) સંસ્કૃતનો અભ્યાસ શરૂ કરો.
(આપણે) ઇશ્વરના હુકમને તાબે થઇએ.
ચંદ્રને પ્રકાશવા દો.
(બે) પુસ્તકો અહિં અણાય.
(તમે બે) દેવદત્તને શત્રુ ન ધારો.
(તમે) માણસોની આબાદીમાં ખુશ થાઓ.
હે લુચ્ચા, (તું) મર.
માણસો ખરાબ કામથી લજ્જા પામો.
ઓસડના ગુણો(ની)પરીક્ષા કરાઓ.
યોગ્ય માણસને ધન અપાઓ.
માણસો હંમેશાં સત્ય શોધો.
પાપીઓને વખાણતા નહીં.
પક્ષીઓને ઝાડની શાખાઓ ઉપરથી ઉડવા દો.
સાધુ લોકોના પ્રમાણિકપણાને લુચ્ચાઓ હસો.
બ્રાહ્મણોને અનાજના ઢગલાઓ અપાઓ.
રાજાને પુત્ર થાઓ.
(તું) તારી ઇચ્છાઓ મેળવ.
(મારા) પિતાના હુકમોની (હું) અવજ્ઞા કરૂં નહીં.
(અમે બે)શત્રુઓનો નાશ કરીએ.
ચાકરના બે અપરાધો શેઠ વડે માફ થાઓ.
શ્રમવડે દ્રવ્ય મેળવો, ભીખ માગતા નહીં.
(બે)બાળકોને મોદકો ચાખવા દો.
(અમે બે) લઢાઇમાં ન મરી જઇએ

# भाग १ मो.

## પાઠ ૨૪ મો.

### કેટલાક બહુ ઉપયોગી કૃદંત.

ધાતુને त લગાડવાથી કર્મણિ ભૂતકૃદંત* થાય છે; ઉ. श्रु (શ્રવણ કરવું, સાંભળવું) ઉપરથી श्रुत સાંભળેલું, સાંભળ્યું.

ધાતુને तुम्† લગાડવાથી હેત્વર્થ કૃદંત થાય છે; ઉ. श्रु (સાંભળવું) ઉપરથી श्रोतुम् સાંભળવાને.

ધાતુને त्वा લગાડવાથી સંબંધક ભૂતકૃદંત થાય છે; ઉ. श्रु (સાંભળવું) ઉપરથી श्रुत्वा સાંભળીને. જો ધાતુની પૂર્વે ઉપસર્ગ લાગેલો હોય, તો त्वा ને બદલે य પ્રત્યય મૂકવામાં આવેછે; ઉ. अनुभूय અનુભવીને, તેમાં વળી, જો ઉપસર્ગવાળા ધાતુને છેડે હ્રસ્વ સ્વર હોય, તો આ य ની પૂર્વે त् જોડવામાં આવે છે; ઉ. अनुकृत्य અનુકરણ કરીને, નકલ કરીને.

આ य, સિવાય બીજા બધા પ્રત્યયો લગાડતાં, કેટલાએક ધાતુમાં इ ઉમેરાય છે; તો પણ જે ધાતુઓનાં અંતમાં હ્રસ્વસ્વર હોય છે, તેઓમાં ઘણું કરીને इ ઉમેરાતી નથી. ધાતુઓમાં બીજા કેટલાક ફેરફાર થાય છે, પણ તે એટલા બધા છે કે, આ ઠેકાણે તે આપી શકાય એમ નથી.

વર્તમાન કૃદંત કરવું હોય તો, પ્રથમ ધાતુમાં વિકરણ પ્રત્યય ઉમેરવો;§ અને પછી અંગ અકારાંત હોય તો પરસ્મૈપદી ધાતુને

---

* આ કૃદંતનું સ્ત્રીલિંગ અંગ आ ઉમેરવાથી થાય છે.

† આ પ્રત્યય લગાડતાં અંત્ય સ્વરનો, અથવા ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો, ગુણ થાય છે.

§ સામાન્ય રીતે બોલીયે તો, વર્તમાનકાળ ત્રીજા પુરૂષના બહુવચનનો પ્રત્યય લગાડતાં પહેલાં ધાતુનું જે રૂપ થાય છે, તેજ રૂપ લેવું અને પછી તેને વર્તમાન કૃદંતનો પ્રત્યય લગાડવો

अत् અને આત્મનેપદી ધાતુને मान પ્રત્યય લગાડવો; પણ જો અંગ અકારાંત ન હોય, તો પરસ્મૈપદી ધાતુને अत्, અને આત્મનેપદી ધાતુને आन, પ્રત્યય લગાડવો.

કર્મણિ વર્તમાન કૃદંતનાં રૂપો ધાતુના કર્મણિ અંગને मान પ્રત્યય લગાડવાથી થાય છે. ઉ. कृ- क्रियमाण.

કેટલાએક ધાતુના કર્મણિ ભૂતકૃદંતોની યાદી.

अस् ફેંકવું, अस्त
आप् પ્રાપ્ત કરવું, મેળવવું, आप्त
कम् ચાહવું, कान्त
कृष् લિસોટા કરવા, ખેડવું, कृष्ट
क्रम् આક્રમણ કરવું, જવું क्रान्त
क्रुध् ક્રોધ કરવો, કોપવું, क्रुद्ध
क्लम् થાકી જવું, क्लान्त
क्षम् ક્ષમા કરવી, ખમવું, માફ કરવું. क्षान्त
क्षुभ् ખળભળવું, વ્યાકુળ થવું, क्षुब्ध
खन् ખણવું, ખોદવું, खात
गम् ગમન કરવું, જવું, गत
गुह् સંતાડવું, गूढ
जन् જન્મ થવો, ઉત્પન્ન થવું, जात
तुष् સંતોષ પામવો, ધરાવું, तुष्ट
त्यज् ત્યાગ કરવો, તજવું, त्यक्त
दह् દહન કરવું, બાળવું, दग्ध
दिश् દેખાડવું, બતાવવું, दिष्ट
दुष् દોષ દેવો, દોષિતકરવું, दुष्ट
दृश् દર્શન કરવું, જોવું, दृष्ट
धा મૂકવું, ધારણ કરવું, हित
धृष् તિરસ્કારપૂર્વક વર્તવું, धृष्ट
नम् નમન કરવું, નમવું, नत
नश् નાશ પામવો, ફના થવું, જતા રહેવું, नष्ट
पच् રાંધવું, पक्व
पद् જવું, पन्न
पुष् પોષણ કરવું, પોષવું, पुष्ट
प्रच्छ् પ્રશ્ન કરવો, પુછવું, पृष्ट
बन्ध् બાંધવું, बद्ध
भज् ભજવું, સેવવું, भक्त
मन् માનવું, વિચારવું, मत
मस्ज् મગન થવું, ડૂબવું, मग्न
मुच् મૂકવું, છોડવું, मुक्त
मुह् મોહ પામવો, ઘેલા થવું, मूढ, मुग्ध
मृ મરવું, मृत
यज् યજ્ઞ કરવો, પુજવું, इष्ट
युज् યોજના કરવી, જોડાવું, युक्त

रभ् આરંભવું, रब्ध
रम् રમવું. रत
रुह् આરોહણકરવું, ઉગવું, रूढ
लभ् લાભ થવો, મળવું, लब्ध
लुभ् લોભ કરવો, लुब्ध
वच् વચન કહેવું, બોલવું, उक्त
वद् વદવું, બોલવું, उदित
वप् વાવવું, उप्त
वह् વહેવું, લઇ જવું, ऊढ
विश् પ્રવેશ કરવો, પેસવું, विष्ट
वृत् વર્તવું, હોવું, वृत्त
शंस् પ્રશંસા કરવી,
વખાણવું, शस्त
शम् શાંત થવું, शान्त
श्लिष् ભેટવું, श्लिष्ट
सह् સહન કરવું, ખમવું, सोढ
सृज् સરજવું, સજવું, सृष्ट
स्पृश् સ્પર્શ કરવો,
અડકવું स्पृष्ट
हन् હણવું, મારી નાખવું, हत

## શબ્દો.

अखिल વિશે. સઘળું, આખું.
अभिषेक પુ. અભિષેક.
निर्+अस् વિખેરવું.
उटज પુ. ઝુંપડું.
उद्यत (उद्+यम्નો કર્મણિભૂત કૃદંત) તૈયાર, તૈયાર—સજ્જ થએલો.
उपाय પુ. ઉપાય, ઇલાજ.
कारागृह ન. કેદખાનું, જેલ.
कुम्भकार પુ, કુંભાર.
कूप પુ. કુવો.
क्षेत्र ન. ખેતર.
उद्+खन् ગ. ૧. પરસ્મૈ. અને આત્મને. ખોદવું.
घट પુ. ઘડો.
तूष्णीम् (અવ્યય) મુંગું.
निर्+दिश् બતાવવું, દેખાડવું.
नि+धा મૂકવું.
उत्+धृ ગ. ૧. ઉભય પ., ઉદ્ધાર કરવો, ખેંચી કાઢવું.
वि+नी શિખવવું.
पङ्क પુ. કાદવ.
पीडा સ્ત્રી. પીડા.
प्रातर् (અવ્યય) પ્રાતઃ, સવારે, પરોઢીએ.
भज् ગ.૧. પરસ્મૈ. અને આત્મને. આશ્રો લેવો, પકડવું.
प्रति+भाष् ઉત્તર આપવો, જવાબ આપવો.
मति સ્ત્રી. મતિ, બુદ્ધિ.
मद પુ. મદ, ગર્વ.

मूल न. મૂળ, તળીયું.
मूर्छ् ગ. ૧. પરસ્મૈ. મૂર્છા આવવી.
याज्ञिय વિશે. યજ્ઞ સંબંધી.
राजपुरुष પુ. રાજાનો માણસ, અધિકારી
आ+रुह् ચઢવું.
प्रति+नि+वृत् પાછા આવવું.
समर्थ વિશે. સમર્થ, શક્તિમાન.
सम्यक् (અવ્યય) સારૂં, ઠીક.
सर्प પુ. સર્પ, સાપ.
सारमेय પુ. કુતરો.
परि+हृ ગ. ૧. પરસ્મૈ. અને આત્મને. ખસેડવું, દૂરકરવું.

## વાક્યો.

जलं पातुं नदीमगच्छत् ।
कुम्भकारेण घटः कृतः* ।
हरिणा सर्पो दृष्टः ।
ग्रामं गन्तुमिच्छामि ।
जनानां पीडाः परिहर्तुमीश्वरः समर्थोऽस्ति ।
भार्यां त्यक्त्वा वनं गतः ।
रामस्य पीडा नष्टा ।
उपायश्चिन्तितः ।
गृहं प्रविष्टः किंकरः ।
शम्बूकेन कथितां वार्तां श्रुत्वा रामोऽमुह्यत् ।
नद्यास्तीरे चिरं विहृत्योटजं निवृत्ता सीता ।
गृहं प्रविश्य क मातेत्यपृच्छत् ।
लक्ष्म्या मदेन स्पृष्टाऽसि ।
रामेणः बहवः कूपास्तडागाश्चोत्खाताः ।
एवमुक्तो हरिर्ब्राह्मणाय धनमयच्छत् ।
अश्वमारोढुं‡मतिर्जाता ।
शत्रूञ् जित्वा नगरीं प्राविशत् ।
सखीभिः पृष्टा लक्ष्मणाऽलज्जत ।
क्लेशः सोढः सीतया ।
पृथिव्यां चरितुं यज्ञियोऽश्वो मुक्तः ।
वनात्प्रतिनिवृत्य रामो राज्यं कर्तुमारभत ।
पङ्के पतितां धेनुमुद्धरति ।
रक्षितोऽस्मि देवेन ।
बहूनि काव्यानि पठितानि हरिणा ।
आतपेन क्लान्तास्तरोर्मूलं भजामः ।

---

* આવી રીતે જે વાક્યોમાં કર્મણિ ભૂત કૃદંત વાપરેલો હોય, ત્યાં अस्ति ક્રિયાપદ અધ્યાહાર સમજવું.

‡ रुह् ધાતુ ઉપરથી હેત્વર્થ કૃદંત.

વાદળાં પવન વડે વિખેરાયછે+
ખેતરો ખેડુતો વડે ખેડાય છે,
અને અનાજ વવાય છે.
શિષ્યને સારી રીતે શિખવીને
આચાર્યે (તેને) પરણવાની
પરવાનગી આપી.
સમુદ્ર પવનથી ખળભળેલો છે.
કુતરાનાં પગલાંને અનુસરીને દેખા-
ડેલી જગ્યાએ (તે) આવ્યો.
શિવ રાવણની ભકિતથી સંતુષ્ટ થયો.
ઇશ્વરવડે સદ્‌ગુણોનું બી માણ-
સોનાં હૃદયમાં મુકાએલું છે.
(તમારા) શત્રુને જીતવાને તૈયાર
થાઓ.
યુદ્ધમાં ઘણા સિપાઇઓ મરાયા.
(પોતાના મરી ગયેલા ભર્તાનું
સ્મરણ કરીને (ત) ફરીથી
મૂર્છા પામી.
અભિષેકની વેળાએ સર્વ માણસો
કેદખાનામાંથી મુકત થયા.
બાળક ચંદ્રને પકડવાને ઇચ્છેછે.
(પોતાના) શ્રમનું ફળ નારાયણે
મગાવ્યું છે.
દેવીને નમીને (તે) દેવાલયથી
પાછો આવ્યો.
હરિના અપરાધો પિતાવડે માફ
કરાયા.
પર્વત ઉપર ચઢીને તેણે(એક)
તળાવ જોયું.
ભયનુ કારણ જતું રહ્યું છે
સજ્જનોને રસ્તે દુર્જનોને દોર-
વાનો (તે) યત્ન કરે છે.
બાળક સમુદ્રના કિનારા ઉપર
મુકી દેવાયું હતું.
જગતના દુ:ખો અનુભવીને, તે
જોગી થયો.
માર્ગમાં સિપાઇઓવડે ઘણાં ગામો
બાળવામાં આવ્યા.
(પોતાના)મિત્રને જવાબ આપીને
(તે, મુંગો ઉભો રહ્યો.
હરિની સ્રીને પુત્ર જન્મ્યો છે.
પરોઢિએ ઉઠીને* માણસો(પો-
તાનાં) મોહડાં ધુવે છે.
રાજપુરૂષોવડે ચોરો બંધાયા હતા.

## સવાલ.

૧. નીચેના ધાતુનાં બધાં આજ્ઞાર્થ રૂપ લખોઃ—

**जीव्, ईक्ष्, जन्, स्पृश्, हृ, धृ, स्था** (કર્તરિરૂપ અને કર્મણિરૂપ), **पा** (પીવું), **स्फुर्, अद्, निन्द्, शुभ्, अनु+भू** (કર્તરિરૂપ અને કર્મણિરૂપ), **सह्**, ૪., ૭.

---

+ આ વાકયોનાં ભાષાન્તરમાં, જ્યાં જ્યાં વાપરી શકાય ત્યાંત્યાં, આ પાઠમાં બતાવેલાં કૃદંતરૂપો વાપરવાં.

* स्था ધાતુના સ્નો उद् ઉપસર્ગ ની પૂર્વે લોપ થાય છે.

૨. કર્મણિ ભૂતકૃદંત, કર્તરિ વર્તમાન કૃદંત, કર્મણિ વર્તમાન કૃદંત, હેત્વર્થકૃદંત અને ઉપસર્ગરહિત તથા ઉપસર્ગ સહિત સંબંધક ભૂતકૃદંત શી રીતે થાય છે, તે જણાવો.

૩ † નીચેના ધાતુના હેત્વર્થ આદિ બધાં કૃદંતના રૂપો લખો.

मन्, यज्, मुच्, खन्, दह्, सृज्, वह्, कम्, रभ् श्लिष्, ૪., ૪.

૪. स्था ધાતુનો स् કયારે લોપાય છે ?

---

# भाग १० मो.

## પાઠ ૨૫ મો.

### વ્યંજનાંત નામ.

સંસ્કૃત વ્યાકરણમાં વિભકિતના સામાન્ય પ્રત્યય નીચે પ્રમાણે આપેલા છે:—

| | | | |
|---|---|---|---|
| પ્ર. અને સં. | स् | औ | अस् |
| દ્વિતીયા | अम् | ,, | ,, |
| તૃતીયા | आ | भ्याम् | भिस् |
| ચતુર્થી | ए | ,, | भ्यस् |
| પંચમી | अस् | ,, | ,, |
| ષષ્ઠી | ,, | ओस् | आम् |
| સપ્તમી | इ | ,, | सु |

આ પ્રત્યયો કાંઇપણ ફેરફાર થયા વિના પુલ્લિંગ તથા સ્ત્રી-લિંગ વ્યંજનાંત નામોને લગાડાય છે; પરંતુ તે લાગતાં પહેલાં નામોનાં મૂળ રૂપમાંજ કેટલાક ફેરફાર થાય છે, તે આગળ જણાવીશું.

૧. કેટલાંએક નામો એવાં હોય છે કે, તેમનું મૂળ રૂપ,

† આ સવાલનો જવાબ વધારે મુશ્કેલીથીજ અપાય એવો છે, માટે નવા અભ્યાસીઓએ શિક્ષકની મદદની જરૂર પડશે.

પ્રત્યય લાગતાં, એવું ને એવુંજ રહે છે. આ નામો પુલ્લિંગ હોય કે સ્ત્રીલિંગ હોય, તોપણ, તેમનાં એકસરખાંજ રૂપ થાય છે; દ:- भूभृत् પુ॰, मरुत् પુ॰, दृशद् સ્ત્રી॰, ઇ.

मरुत् પુલ્લિંગ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્ર. તથા સં. | मरुत्* | मरुतौ | मरुतः |
| દ્વિતીયા | मरुतम् | ,, | ,, |
| તૃતીયા | मरुता | मरुद्भ्याम् | मरुद्भिः |
| ચતુર્થી | मरुते | ,, | मरुद्भ्यः |
| પંચમી | मरुतः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | मरुतोः | मरुताम् |
| સપ્તમી | मरुति | ,, | मरुत्सु |

वाच् સ્ત્રીલિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્ર. તથા સં. | वाक्‡ | वाचौ | वाचः |
| દ્વિતીયા | वाचम् | ,, | ,, |
| તૃતીયા | वाचा | वाग्भ्याम् | वाग्भिः |
| ચતુર્થી | वाचे | ,, | वाग्भ्यः |
| પંચમી | वाचः | ,, | ,, |

* પદને અંતે એકથી વધારે વ્યંજન હોય તો તેમાંનો પહેલોજ કાયમ રહેછે, અને બીજા બધા ઉડી જાયછે; ઊ. मरुत्+स्=मरुत्स् તેનું (स् નો લોપ થતાં) मरुत्.

‡ च् કે ज् પછી અઘોષ અક્ષર આવે તો, તે च કે ज નો क्; અને અર્ધસ્વરકે કે અનુનાસિક સિવાયનો ઘોષ અક્ષર આવે તો ग् થાયછે. આ અક્ષરો પદને અંતે આવ્યા હોય, તોપણ એ ફેરફાર થાયછે. અનુનાસિક સિવાયનો કોઇપણ વ્યંજન પદને છેડે આવ્યો હોય તો તેને બદલે તેના વર્ગનો વિકલ્પે પહેલો કે ત્રીજો મૂકાય છે.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ષષ્ઠી | वाचः | वाचोः | वाचाम् |
| સપ્તમી | वाचि | ,, | वाक्षु* |

૪. मत् અને वत् પ્રત્યયવાળાં નામોનાં પુલ્લિંગમાં પહેલાં પાંચ રૂપોમાં છેલ્લા त્ની પૂર્વે न् ઉમેરાય છે.

भगवत् પુલ્લિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | भगवान्§ | भगवन्तौ | भगवन्तः |
| દ્વિતીયા | भगवन्तम् | ,, | भगवतः |
| તૃતીયા | भगवता | भगवद्भ्याम् | भगवद्भिः |
| ચતુર્થી | भगवते | ,, | भगवद्भ्यः |
| પંચમી | भगवतः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | भगवतोः | भगवताम् |
| સપ્તમી | भगवति | ,, | भगवत्सु |
| સંબોધન | भगवन् | भगवन्तौ | भगवन्तः |

૩. આ રૂપોમાં, અને વર્તમાન કૃદંતના પુલ્લિંગ રૂપોમાં, માત્ર એટલો તફાવત છે કે પ્રથમાના એકવચનમાં ઉપર જે अ દીર્ઘ કરવામાં આવ્યો છે, તે વર્તમાન કૃદંતના રૂપમાં હ્રસ્વજ રહે છે; ઉ. गच्छत् વ. કૃ; गच्छन् પ્ર. એ.

૪. વ્યંજનાંત નપુંસક નામોની પ્રથમા, સંબોધન અને દ્વિતીયાનાં રૂપોના પ્રત્યયો નીચે પ્રમાણે છે:—

| એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|
| ० | ई | इ |

અંત્ય વ્યંજન જો અનુનાસિક કે અર્ધસ્વર (ङ् ञ् ण् न् म्, य् र् ल् व्) ન હોય તો, તેને બહુવચનનો इ પ્રત્યય

---

* જો પ્રત્યયના स्ની પૂર્વે अ કે आ શિવાયનો કોઇપણ સ્વર, કંઠ્ય અક્ષર કે र् આવ્યો હોય તો, ઘણું કરીને स्નો ष् થાય છે.

§ वत् અને मत् ને ઠેકાણે પુલ્લિંગ પ્રથમાના એકવચનમાં वान् અને मान् અને સંબોધનના એક વચનમાં वन् અને मन् થાય છે.

લગાડતાં, તે અંત્ય વ્યંજનની પૂર્વે न् ઉમેરાય છે. અકારાંત નપુંસક-લિંગ નામોની પેઠે અહીં પણ, બાકીની વિભક્તિનાં રૂપો તેમને મળતાં પુંલ્લિંગ નામનાં રૂપો જેવાંજ થાય છે.

પ્ર. સં. અને દ્વિ. जगत्　　जगती　　जगन्ति

૫. વર્તમાન કૃદંતના નપુંસકરૂપના પ્ર. સં. અને દ્વિ. ના દ્વિવચનમાં ૧લા, ૪થા, અને ૧૦ મા ગણના ધાતુના વર્તમાનકૃદંતોને પ્રત્યય લાગતા પહેલાં અંત્ય त् ની પૂર્વે न् અવશ્યે, અને ૬ઠ્ઠા ગણના ધાતુઓના વ. કૃ. ને વિકલ્પે, ઉમેરાય છે.

પ્ર. સં. દ્વિ.　　गच्छत्　　गच्छन्ती　　गच्छन्ति.

પ્ર. સં. દ્વિ.　　विशत्　　विशती-विशन्ती　　विशन्ति.

શબ્દો.

आपद् સ્ત્રી. આફત, પડતી.

आयुष्मत्* વિશે. લાંબી ઉમરવાળું.

गुणवत् વિશે. ગુણવાન.

जगत् ન. જગત.

दृशद् સ્ત્રી. પત્થર.

धीमत् વિશે. બુદ્ધિમાન, ડાહ્યું.

परवत् વિશે. પરાધીન.

प्रतिपद् સ્ત્રી. પડવો.

भगवत् વિશે. દિવ્ય, પૂજ્ય.

भवत् સર્વ. આપ, તમે.

भूभृत् પુ. રાજા

मरुत् પુ. પવન, વાયુદેવ.

मूर्तिमत् વિશે. પ્રત્યક્ષ, આબેહુબ.

मृद् સ્ત્રી. માટી, મટોડી.

यशस्वत् વિશે. યશવાળું, પ્રખ્યાત.

वाच् સ્ત્રી. વાચા, વાણી,

विद्युत् સ્ત્રી. વિજળી.

विपद् સ્ત્રી. વિપત્તિ, સંકટ, દુઃખ.

वियत् ન. આકાશ.

शरद् સ્ત્રી. શરદઋતુ.

श्रीमत् વિશે. શ્રીમંત, આબાદ, સુખી.

संपद् સ્ત્રી. સંપત, ચઢતી.

सुखभाज् વિશે. સુખભોગવનાર.

सुहृद् પુ. મિત્ર.

हुतभुज् પુ. અગ્નિ.

---

* वत् અને मत् છેડાવાળાં વિશેષણનું સ્ત્રીલિંગ અંગ ई ઉમેરવાથી થાય છે; ઉ.-आयुष्मती લાંબા આવરદાવાળી; વર્તમાન કૃદંતોની બાબતમાં, નપુંસક પ્ર. ના દ્વિવચનનું રૂપ, તેજ તેનું સ્ત્રીલિંગ અંગ થાય છે. ઉ. भवत् નું भवन्ती, विशत् નું विशती અથવા विशन्ती.

**अकाल** પુ. (अ+काल પુ. કાળ, વખત) અયોગ્ય કાળ.
**अत्यय** પુ. નાશ; જવું તે.
**अधमर्ण** પુ. દેવાદાર, કરજદાર.
**अन्तःकरण** ન. અંતઃકરણ.
**अभि+अर्थ्** ગ० ૧૦, આ., પ્રાર્થના કરવી, વિનંતિ કરવી.
**इह** (અવ્યય) અહીં.
**उप+ईक्ष्** નહિ સાંભળવું, નહિ ગણકારવું.
**उच्चैस्** (અવ્યય) તાણીને, ઉ. મદા મનથી.
**उद्भव** પુ. જન્મ.
**उद्धत** (उद्+हन्નો કર્મણિભૂત કૃદંત) ઉદ્ધત, તોછડો, ગર્વિષ્ઠ.
**कार्तिक** પુ. કાર્તિક મહિનો.
**चञ्चल** વિશે. ચંચળ, ક્ષણિક.
**जीवित** ન. જીવતર, આયુષ્ય.
**नल** પુ. એક રાજાનું નામ.
**निषण्ण**(नि+सद्નો કર્મણિભૂત કૃદંત) બેઠેલો.
**प्रवृत्ति** સ્ત્રી. પ્રવૃત્તિ; વલણ.
**प्राण** પુ. (બહુવચનમાં) પ્રાણ, જીવ.
**बहुशस्** (અવ્યય) ઘણી વખત, વારંવાર, ઘણી બાબતોમાં.
**महोत्सव** પુ. મોટો ઓચ્છવ.
**मृग** પુ. મૃગ, હરણ; પશુ.
**मृदु** વિશે. મૃદુ, નરમ, સુંવાળું.
**वासुदेव** પુ. કૃષ્ણનું નામ.
**विकार** પુ. વિકાર, ફેરફાર,
**विद्** ગ.૪ આત્મને. વિદ્યમાન હોવું, હોવું, થવું.
**विहित** (वि+धाનો કર્મણિભૂત કૃદંત) ફરમાવેલું.
**वृन्त** ન. સાંઠો, થડ.
**श्लथ** વિશે. ઢીલું, થયેલું.
**संदेह** પુ. સંદેહ શંકા.
**सर्वथा** (અવ્યય) સર્વ રીતે.
**होतृ** પુ. હવન કરાવનારો, ગોર.

વર્તમાન કૃદંત.

| | | |
|---|---|---|
| **कुर्वत्** કરતું. | **पश्यत्** જોતું. | ધાતુનો કર્તરિવર્તમાન |
| **गच्छत्** જતું. | **वसत्** વસતું. | કૃદંત) સારૂં; ભલું; |
| **चोदयत्** પ્રેરતું, હાંકતું. | **शासत्*** રાજ્ય કરતું. | પુ. ભલો માણસ, |
| **जयत्** જીતતું. | **सत्**(अस्‌ થવું, હોવું, | સજ્જન, સાધુ. |

* આ કૃદંતનાં પહેલાં પાંચ રૂપોમાં न् ઉમેરાતો નથી, માત્ર નપુંસકના પ્ર. દ્વિ. અને સં.ના બહુવચનની इ પહેલાંજ, આ न વિકલ્પે ઉમેરાય છે.

## વાક્યો.

नृशंसेभ्यो गुणवतामपि भयं विद्यते ।
चन्द्रस्य प्रकाशःशरद्याह्लादको भवति ।
विद्युता सह मेघो वियति वर्तते ।
वत्स, आयुष्मान् भव ।
धीमन्तो लोके यशस्वन्तो भवन्ति ।
रामो मूर्तिमान् धर्म इव ।
जयतः शत्रून् मोपेक्षस्व ।
भवद्भिरादिष्टः किंकरो नगरमगच्छत् ।
नमो भगवते वासुदेवाय ।
पश्यतो गुरोः* शिष्येणाविनयः कृतः ।
हुतभुजा दग्धमरण्यमपश्यन्नलः ।
दिनेषु§गच्छत्सु नारायणः पण्डितोऽभवत् ।
महतां भर्तारं द्रष्टुमिच्छति ।
मही शासति दशरथे भूभृति जनाः सुखभाजोऽभवन् ।
कवीनां वाक्षु माधुर्यमस्ति ।
सुहृदोर्वचनमकृणीयम् ।
भवन्तःपुरे सहागच्छन्त्विति श्रीमतो देवस्याज्ञा ।
घटा मृदो विकारा अलंकाराश्च सुवर्णस्य ।
प्राणानामत्ययेऽप्यसन्तः सद्भिर्नाभ्यर्थ्यन्ते ।
इह जगति पुत्रस्योद्भव उत्सवस्य हेतुः ।
संदेहे सतामन्तःकरणस्य प्रवृत्तयः प्रमाणम् ।
विपत्सु स्थीयते सद्भिः ।
दृशदि निषण्णो गुरुः शिष्यान्धर्ममुपादिशत् ।
अधमर्णाः सर्वथा परवन्तो भवन्ति ।
अकालो नास्ति धर्मस्य जीविते चञ्चले सति ।

---

* અનાદરાર્થે ષષ્ઠી એ નામનો ષષ્ઠીના ખાસ પ્રયોગનો આ દાખલો છે; તેનો અર્થ "ગુરૂ દેખતાં છતાંએ" એવા શબ્દોથી થાય છે.

§ આ સતિસપ્તમી એ નામનો સપ્તમીના ખાસ પ્રયોગનો દાખલો છે; તેનો અર્થ "દિવસો જતા હતા ત્યારે:" એવો થાય છે.

નારાયણ પરાધીન નથી.
હરણો જંગલમાં પત્થરો ઉપર બેસે છે.
ઈંદ્ર દેવોનો રાજા છે.
કાર્તિક પડવે ઓચ્છવ છે.
(મેં) (એક) છોકરાને નિશાળે જતો જોયે'.
આફતીમાં માણસને બહુ જણ અનુસરે છે.
પડતીમાં માણસ મિત્રોવડે તજાયછે.
કૃષ્ણે માણસોને ઘોડા હાંકતા જોયા.
યોગીઓ જગતને જંગલ માને છે.
બુદ્ધિમાન નારાયણવડે (એક) પુસ્તક લખાય છે.
ગુણવાન માણસોપણ દુર્જનો વડે નિંદાય છે.
માણસો હંમેશાં લાંબી ઉમરવાળાં (થવાને) ઈચ્છે છે.
ભગવાન મનુવડે એવું ફરમાવેલુંછે.
ક્રોધ નરમવાણીવડે શાંત થાય છે.
નારદ આકાશમાંથી(નીચે)ઉતર્યા‡
સજ્જનો ધનવડે ગર્વિષ્ઠ થતા નથી
સ્વર્ગમાં જતી વખતે (આપણા) ગુરૂએ એવું કર્યું.
વનમાં હેતા હતા ત્યારે રામ અને લક્ષ્મણે ઘણા રાક્ષસોનો નાશ કર્યા.
આપને જોઇને હું ઘણો સંતુષ્ટ થયો.
બુદ્ધિવાન માણસો રાજાઓની સભાઓમાં પૂજાય છે.
પવન થડમાંથી ઢીલાં થએલાં ફુલો હરણ કરે છે.
વિજળી કવિઓવડે વાદળાંની સ્ત્રી ગણાય છે.
અગ્નિ, જો સ્પર્શ કરવામાં આવે તોઅગ્ર કરનારને પણ બાળેછે.
સુખ ભોગવનારાઓની સુખ માટેની ઈચ્છા સુખના ઉપભોગથી ઘણી વાર વધે છે.
રામ આબાદ અયોધ્યા શહેરમાં રહ્યા‡

## સવાલ.

૧. સંસ્કૃત વ્યાકરણના વિભક્તિના સામાન્ય પ્રત્યયો આપો.

૨. વર્તમાન કૃદંત સાથે, તથા भूभृत् જેવાં વ્યંજનાંત નામો સાથે, वत् અને मत् પ્રત્યયવાળાં નામોના રૂપો સરખાવો.

૩. વર્તમાન કૃદંતના તથા वत् અને मत् છેડાવાળા વિશેષણોના સ્ત્રીલિંગ અંગ તથા નપુંસકલિંગ દ્વિવચન, શી રીતે થાય છે?

‡ગુજરાતીમાં માનાર્થે, બહુવચનછે, પણ સંસ્કૃતમાં એકવચનજ વાપરવું.

૪. ष् અથવા ज પછી અઘોષ વ્યંજન આવ્યો હોય ત્યારે, ઘોષ વ્યંજન આવ્યો હોય ત્યારે, અને કશુંએ ન આવ્યું હોય ત્યારે, શું થાય છે?

૫. ક્યારે स् નો ष् થાય છે?

૬. નીચેનાં નામોનાં રૂપો આપો:—

प्रतिपद्, हुतभुज्, यशस्वत् (ત્રણે જાતિમાં) कुर्वत्(ત્રણે જાતિમાં), सुखभाज् (પુ.ન.), आयुष्मत् (પુ. ન.), विद्वत्(ત્રણે જાતિમાં), परवत् (પુ.) ' आपद्, चोदयत् (ત્ર. જા.) ઇ., ઇ.

૭. અનાદરાર્થે ષષ્ઠી અને સતિસપ્તમીના પ્રયોગ ઉદાહરણ સાથે સમજાવો.

---

## પાઠ ૨૬ મો.

### अन् અને इन् અંતવાળાં નામો.

૧. પ્રથમા તથા સંબોધનના એકવચનનો स् પ્રત્યય લોપાય છે. (પૃ. ૯૧ની ટીપ* જુઓ.)

૨. પ્રથમાના એકવચનમાં, અને બધા વ્યંજનાદિ પ્રત્યય આગળ અંત્ય न् લોપાય છે.

૩. પહેલાં પાંચ રૂપોમાં अ દીર્ઘ થાય છે: इ માત્ર પ્રથમાના એકવચનમાંજ દીર્ઘ થાય છે; આ નિયમ, નપુંસક નામોને લાગુ પડતો નથી; પરંતુ એ લિંગમાં પ્રથમા, દ્વિતીયા અને સંબોધનના બહુવચનમાં अ તથા इ દીર્ઘ થાય છે.

૪. દ્વિતીયાના બહુવચનના अस् પ્રત્યયથી શરૂ થતા કોઇ-પણ સ્વરાદિ પ્રત્યય લાગતાં अ લોપાય છે. પરંતુ જ્યારે अन् ના अ નીપૂર્વે એવો જોડાક્ષર આવ્યો હોય કે, તેમાંનો બીજો વ્યંજન

म् કે व् હોય ત્યારે अ ઉડી જતો નથી. પુલ્લિંગ અને નપુંસકલિંગની સપ્તમીના એક વચનમાં, નપુંસકલિંગની પ્રથમા, દ્વિતીયા ને સંબોધનના દ્વિવચનમાં, આ નિયમ વિકલ્પે લાગુ પડે છે.

૫. સંબોધનનું એકવચન મૂળરૂપથી ભિન્ન નથી. નપુંસકલિંગમાં न् વિકલ્પે લોપાય છે.

### राजन् પુલ્લિંગ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | राजा | राजानौ | राजानः |
| દ્વિતીયા | राजानम् | ,, | राज्ञः † |
| તૃતીયા. | राज्ञा | राजभ्याम् | राजभिः |
| ચતુર્થી | राज्ञे | ,, | राजभ्यः |
| પંચમી | राज्ञः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | राज्ञोः | राज्ञाम् |
| સપ્તમી | राज्ञि–राजनि | ,, | राजसु |
| સંબોધન | राजन् | राजानौ | राजानः |

### आत्मन् પુલ્લિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | आत्मा | आत्मानौ | आत्मानः |
| દ્વિતીયા | आत्मानम् | ,, | आत्मनः |
| તૃતીયા | आत्मना | आत्मभ्याम् | आत्मभिः |
| ચતુર્થી | आत्मने | ,, | आत्मभ्यः |
| પંચમી | आत्मनः | ,, | ,, |
| ષષ્ઠી. | ,, | आत्मनोः | आत्मनाम् |
| સપ્તમી | आत्मनि | ,, | आत्मसु |
| સંબોધન | आत्मन् | आत्मानौ | आत्मानः |

† અંત્ય अन्માં अનો લોપ કરવાથી राज्न् રહ્યો, પછી પૃ ૨૧, ટીપ *માં બતાવેલા સંધિના નિયમ પ્રમાણે न्નો ञ् થયો તે, પુર્વના ज સાથે જોડાઈ ज्ञ થયો.

### नामन् નપુંસકલિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | नाम | नाम्नी–नामनी | नामानि |
| દ્વિતીયા | ,, | ,, | ,, |
| તૃતીયા | नाम्ना | नामभ्याम् | नामभिः |
| ચતુર્થી | नाम्ने | ,, | नामभ्यः |
| પંચમી | नाम्नः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | नाम्नोः | नाम्नाम् |
| સપ્તમી | नाम्नि–नामनि | ,, | नामसु |
| સંબોધન | नामन्–नाम | नाम्नी–नामनी | नामानि |

### शशिन् પુંલિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | शशी | शशिनौ | शशिनः |
| દ્વિતીયા | शशिनम् | ,, | शशिनः |
| તૃતીયા | शशिना | शशिभ्याम् | शशिभिः |
| ચતુર્થી | शशिने | ,, | शशिभ्यः |
| પંચમી | शशिनः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | शशिनोः | शशिनाम् |
| સપ્તમી | शशिनि | ,, | शशिषु |
| સંબોધન | शशिन् | शशिनौ | शशिनः |

### भाविन् નપુંસકલિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | भावि | भाविनी | भावीनि |
| સંબોધન | भाविन्–भावि | ,, | ,, |

બાકીના રૂપ शशिन् પ્રમાણે.

### શબ્દો.

अनुजाविन् વિશે. ચાકરી કરનાર, આશ્રિત, ચાકર.

अन्तरात्मन् પુ. અંદરનો આત્મા, હૃદય.

अपराधिन् વિશે. અપરાધ, ગુન્હેગાર.

अश्मन् પુ. પત્થર.

आत्मन् પુ. આત્મા જીવ; પોતે.

उत्सङ्गवर्तिन् વિશે.

(उत्सङ्ग, પુ. ખોળો) ખોળામાં બેઠેલું.
कञ्चुकिन् પુ કંચુકી, અંતઃપુરનો વડો નોકર.
कर्मन् ન. કર્મ. કામ.
कुशलिन् † વિશે. કુશળ, સુખી.
क्षयिन् વિશે. ક્ષય પામતું, ઓછું થતું.
क्षेत्रगामिन् વિશે. તીર્થ ભણી જતું.
चर्मन् ન. ચામડું.
नामन् ન. નામ.
पक्षिन् પુ. પક્ષી, પંખી.
प्राणिन् પુ. પ્રાણી.
प्रियवादिन् વિશે. મીઠું બોલનાર.
प्रेमन् પુ ન. પ્રેમ, સ્નેહ.
फलाशिन् વિ. ફળ ખાનાર.
ब्रह्मन् પુ. બ્રહ્મદેવ, બ્રહ્મા.
भाविन् વિશે. ભાવી, થનાર, થવાનું.
महिमन् પુ. મહિમા.
मूर्धन् પુ. મસ્તક, માથું.
मेधाविन् વિશે. બુદ્ધિમાન, ડાહ્યું.
योगिन् વિશે. યોગી, જોગી.
राजन् પુ રાજા.
लघिमन् પુ. થોડાપણું, હલકાપણું.
वर्त्मन् ન. રસ્તો.
विश्वकर्मन् પુ. વિશ્વકર્મા, દેવનો શિલ્પી.
शिखरिन् પુ. પર્વત.
शूलिन् પુ, શિવનું એક નામ.
सद्मन् ન. ઘર.
सीमन् સ્ત્રી. સીમા, હદ.
स्वामिन् પુ, સ્વામી, ધણી.
हेमन् ન. સોનું.

---

अनर्थ પુ. અનર્થ, નુકશાન, અનિષ્ટ.
अन्तःपुर ન. જ, નાનખાનું.
अमात्य પુ. પ્રધાન.
अम्बर ન. આકાશ
अर्थ પુ. વસ્તુ, બનાવ, બીના.
अवतरत् (अव+तॄ નો વ. કૃ.) ઉતરતું.
आत्मजा સ્ત્રી. દીકરી.
आरम्भ પુ. આરંભ, શરૂઆત; કામ.
उपकार પુ. ઉપકાર.
उपानह् * સ્ત્રી. જોડા, ખાસડું
कुण्ठित (कुण्ठ् નો ભૂ. કૃ.) અટકેલું, અટકાયેલું.

---

\+ इन् અંતવાળાં વિશેષણોનું સ્ત્રીલિંગ અંગ માત્ર ई ઉમેરવાથીજ થાય છે; ઉ. मेधाविनी બુદ્ધિમાન (સ્ત્રી.)

* આ શબ્દના અંત્યह્નો અઘોષ વ્યંજનાદિ પ્રત્યયના પહેલાં त् થાય છે, ઘોષ વ્યંજનાદિ પ્રત્યયના પહેલા द् થાય છે, અને પદાન્ત આવતાં त् અથવા द थाय છે.

**आविस्+कृ**(आविष्कृ*) ઉઘાડું કરવું.
**केवलम्**(અવ્યય) કેવળ, ફકત.
**कैकेयी** સ્ત્રી. દશરથરાજાની સ્ત્રીનું નામ.
**कौशल** ન. કુશળપણું, હોંશિયારી.
**क्रमेण** ( **क्रम**ની તૃતીયાનું એક વચન)ધીમે ધીમે.
**गण्** ગ. ૧૦, ગણવું.
**गुरु** વિશે. લાંબુ, ભારે.
**जगत्कर्तृ** પુ. દુનિયા ઉપજાવનાર, પરમેશ્વર.
**जीविका**સ્ત્રી. ઉપજીવિકા.
**जीवित** ન. જીવતર, જીંદગી,
**दिन** ન. દિવસ.
**दुष्ट** (**दुष**નો ભૂ.કૃ.) દુષ્ટ, ખરાબ.
**दूर** વિશે. દુર.
**दैन्य** ન, દીનપણું, હલકાપણું
**द्रु** ગ. ૧. પરસ્મૈ. દયાથી પિંગળવું.
**न कदापि** (અવ્યય) કદિ પણ નહિ.
**निर्मित**(**निर्+मा**નો ભૂ. કૃ.) નિર્માણ કરેલું, નિમેલું, બનેલું.
**निर्वृतिमत्** વિશે. નિરાંતવાળું, સુખી.
**निवेशित**(**नि+विश्**ના પ્રેરકનું કર્મણિ ભૂત કૃદંત) મૂકેલું.
**परार्ध** પુ. પાછલો અર્ધભાગ.
**पश्चात्** (અવ્યય) પછી
**पुण्यवत्** વિશે. પુણ્યવાન, પુણ્ય શાલી.
**पूर्वार्ध** પુ.પહેલો અર્ધ ભાગ.
**प्रसन्न**(**प्र**(ઉ.)+**सद्** નો ભૂતકૃદંત ] પ્રસન્ન થએલું.
**प्रियवादित्व** ન. મીઠા બોલાપણું.
**बुद्धि** સ્ત્રી. બુદ્ધિ.
**मधुरम्** (અવ્યય), મધુર રીતે.
**यात्रिक**પુ. જાત્રાળુ.
**सम्+लक्ष** ગ. ૧૦, જોવું; પરીક્ષા કરવી; સાબીત કરવું.
**लघु** વિશે. નાનું. લઘુ, ટુંકું.
**वासुदेव** પુ. કૃષ્ણના બાપનું નામ
**विनाश** પુ. નાશ.
**विशुद्धि** સ્ત્રી. શુદ્ધિ.
**विश्वास** પુ વિશ્વાસ.
**वृद्धिमत्** વિશે. વધતું, લંબાતું.
**व्याली** સ્ત્રી.વાઘેણ.
**शुभ** વિશે. સારૂં, માંગલિક.
**श्यामिका** સ્ત્રી.અસ્વચ્છતા.
**श्रवण** ન. શ્રવણ કરવું તે, સાંભળવું તે. (નામ.
**श्रोषेण** પુ. વિશેષ

---

* પૃ. ૯૨ ની ટીપ * જુઓ.

साशङ्क વિશે. શંકા વાળું, વહેમી. | सुख ન. સુખ, સ્વસ્થતા, નીરાંત. | सोत्कण्ठ વિશે. આતુર. स्वप्न પુ. સ્વપ્ન.

## વાક્યો.

योगिनः फलाशिनो भवन्ति ।
अपराधिनं मा क्षमस्व ।
अनुजीविने कुप्यति भर्ता ।
दशरथस्य पुत्रो नाम्ना रामः ।
ब्रह्मणः प्रजाः प्रजायन्ते ।
राजन् कुशली भव ।
कञ्चुकी राज्ञामतःपुरेऽधिकृतः पुरुषः ।
भाविनोऽनर्थाञ् ज्ञातुं न समर्थोऽस्ति जनः ।
अश्मभिरश्वस्य गतिः कुण्ठिता
जगत्कर्तुर्महिम्नां फलं सर्वत्र दृश्यते ।
क्षेत्रगामिना वर्त्मना गच्छन्तं यात्रिकमपश्यम् ।
जनस्य कल्याणाय यतमानेन रामेणात्मा क्लेशमुपानीयत ।
आत्मनःपुत्राणां कर्मसु कौशलं प्रशंसति ।
कृष्णोवसुदेवस्य सद्मनि वसन्नङ्म्बराद्वतरन्तंमारदमपश्यत् ।
श्रीषेणस्य राज्ञो महिषी सूर्यं चन्द्रं चात्मनउत्सङ्गवर्तिनौ स्वप्नेऽपश्यत् ।
अपराधिनःपुरुषान् दण्डयन्तु राजानः ।
अश्मनेव निर्मित दुष्टानां हृदयं परकीयस्य दुःखस्य श्रवणेन न कदापि द्रवति ।
शुभानां कर्मणामारम्भः कल्याणाय ।
जगता कुटुम्बिनं मन्यत* आत्मानं साधुः ।

---

§ પદને અંતે ङ, ण्, न्, આવે અને એની પુર્વે હ્રસ્વસ્વર હોય, અને એની પછી કોઇ પણ સ્વર હોય તો તે ङ, ण्, न्, બેવડાય છે.

* નામના કે ક્રિયાપદના પદને અંતે ए, ऐ, ओ કે औ હોય, ને પછી કોઇપણ સ્વર હોય, તો સંધિ થતાં એમને બદલે મૂકાયેલા अय, आय्, अव કે आव ના અંત્ય य् કે व् નો વિકલ્પે લોપ થાય છે; આ લોપથી સાથે આવતા બે સ્વરોની સંધિ થતી નથી.

प्राणिनामुपकारायैव साधूनां जगति जीवितम् ।
प्रियवादिनां प्रियवादित्वं दैन्यं गण्यते शठैः ।
अज्ञानादात्मनो विनाशायैव केवलं राज्ञा दशरथेन व्यालीव कैकेय्यात्मनः सद्मनि निवेशिता ।
प्रसन्नो भवतोऽन्तरात्मा ।
दिनस्य पूर्वार्धे वृक्षाणां छाया आरम्भे गुर्व्यः क्रमेण क्षयिण्यः परार्धे तु लघवः पश्चाच्च वृद्धिमत्यः ।
हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकापि वा ।

---

દેવદત્ત બુદ્ધિમાન છે.
બાપ દીકરાને સ્નેહથી ભેટયો.
નળ વિશ્વકર્માનો પુત્ર હતો.
પંખીઓ આકાશમાં ઉડે છે.
ચાકરો ધણીને અનુસરે છે.
ઝાડો પર્વતો ઉપર ઉગે છે.
(હું) છોકરાઓનાં નામ સંભારતો નથી.
ચામડાના જોડા કરાય છે.
હરિનો નાશ (તેના) કામોનું પરિણામ છે.
રાણીનો સંદેશો કંચુકી વડે રાજા તરફ લઇ જવાયો.
(હું) મધુર રીતે બોલતાં છતાં પણ સત્ય કહું છું.
સર્વ સૃષ્ટિ બ્રહ્માથી ઉત્પન્ન થઇ.
માણસો ભવિષ્ય બનાવ જાણવાને વારંવાર આતુર હોય છે.
યોગીઓ વડે હૃદયમાં શિવ (ની) પ્રાથના કરાય છે.
શત્રુઓના મસ્તકો ઉપર રાજાવડે પગ મૂકાયો.
વિદ્વાન માણસ સદાચરણની હદ ઓળંગતો નથી.
દૂર દેશમાં (પોતાના) સુખી છોકરાઓની વાર્તા સાંભળીને તે ખુશી થયો.
પશુઓ વડે પણ પોતાનાં બચ્ચાં ઉપર સ્નેહ દેખાડાય છે.
અરણ્યમાં ફળ ખાનારાઓ વડે સુખેથી ઉપજીવીકા કરાયછે.
(તેણે) ઘરમાં પરોણાઓને દેવો પ્રમાણે પૂજયા.

| | |
|---|---|
| માણુસ બુદ્ધિના મહિમાથી પ્રખ્યાત થાય છે. | માણુસોનું હલકાપણું (તેઓના) કૃત્યોથી ઉઘાડું થાય છે. |
| સારા રાજા ઉપર પ્રજાઓનો વિશ્વાસ વધે છે. | બ્રહ્માએ પ્રાણીઓ, પથરાઓ, અને આકાશ સરજાવ્યાં. |

### સવાલ.

૧. ક્યારે अन् અંતવાળાં નામના न् નો, અને ક્યારે अ નો લોપ થાય છે ? अ નો લોપ ન થતા હોય એવા નામના દાખલા આપો.

૨. अन् અંતવાળાં, અને इन् અંતવાળાં, નામોનાં રૂપો સરખાવો.

૩. નીચેનાં નામોનાં રૂપાખ્યાન આપોઃ—

मूर्धन्, महिमन्, वर्मन्, यज्वन्, लघिमन्, कुशलिन्, सद्मन्, पक्षिन, कर्मन्, सीमन्, ઇ. ઈ.

इन् અંતવાળાં નામનું સ્ત્રીલિંગ અંગ શી રીતે થાય છે ?

૫. ङ्, ण्, न् ક્યારે બેવડા થાય છે ?

૬. પદાંતે ए. ऐ, ओ કે औ ની પછી સ્વર આવે તો શું થાય છે? તેના નિયમ અને દાખલા આપો.



## પાઠ ૨૭ મો.

### स्, वस्, ને ईयस् અથવા यस् અંતવાળાં નામો.

૧. स् અંતવાળાં નામોનું પ્રથમાનું એકવચન, स् પ્રત્યયનો લોપ કરી અને ઉપાંત્ય अ હોય તો તેને દીર્ઘ કરવાથી થાય છે. પછી નામના અંત્ય स् નો વિસર્ગ થાય છે. (પૃ. ૭ની ટીપ+જુઓ.)

૨. વ્યંજનાદિ પ્રત્યય લાગતાં, स् નો વિસર્ગ થાય છે; પછી આ વિસર્ગની, પ્રત્યયોના પ્રથમાક્ષરના સંસર્ગમાં આવતાં પહેલાં આવી ગયેલા વિસર્ગ સંધિના નિયમો પ્રમાણે, સંધિ થાય છે.

(પૃ. ૧૫ની ટીપ †, અને પૃષ્ઠ ૧૭ની ટીપ * અને પૃષ્ઠ ૧૮ ની ટીપ ‡ જુઓ.)

૩. वस् અને ईयस् કે यस् અંતવાળાં પુલ્લિંગ નામોનાં અંત્ય स् ની પૂર્વે, પહેલાં પાંચ રૂપોમાં, न् ઉમેરાય છે તથા ઉપાત્ય अ દીર્ઘ થાય છે; પ્રથમાના એક વચનને છેડે वान् અને यान् થાયછે.

૪, પુલ્લિંગ નામોમાં દ્વિતીયાના બહુવચનથી શરૂ થતા સ્વરાદિ પ્રત્યય લાગતાં. અને નપુંસક લિંગમાં પ્રથમા, દ્વિતીયા અને સંબોધનના દ્વિવચનનો ई પ્રત્યય લાગતાં, वस् અંતવાળા નામોના व નો उ * થાય છે. અને વ્યંજનાદિ પ્રત્યય લાગતાં, તથા નપુંસકલિંગની પ્રથમા, દ્વિતીયા અને સંબોધનના એક વચનમાં, અંત્ય स् નો त् કે द् થાય છે.

૫. કલમ ૨ માં આપેલા નિયમ ईयस् અને यस् અંતવાળાં નામોને પણ લાગુ પડે છે,

૬. નપુંસક લિંગમાં ઉપાંત્યે अ આવ્યો હોય તો પ્રથમા, દ્વિતીયા, ને સંબોધનના એકવચનમાં તે अ દીર્ઘ થતો નથી.. બહુવચનનો इ પ્રત્યય લાગતાં, ઉપાંત્યે જે કોઈ સ્વર આવ્યો હોય, તે દીર્ઘ થાય છે, અને તેના પૂર્વે અનુનાસિક ઉમેરાય છે.

૭. આ બધાં શબ્દોના સંબોધનના એક વચનમાં, ઉપાત્ય अ દીર્ઘ થતો નથી; ઉ, चन्द्रमस्, विद्वन्, ઇત્યાદિ.

चन्द्रमस् પુલ્લિંગ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | चन्द्रमाः | चन्द्रमसौ | चन्द्रमसः |
| દ્વિતીયા | चन्द्रमसम् | ,, | ,, |
| તૃતીયા | चन्द्रमसा | चन्द्रमोभ्याम् | चन्द्रमोभिः |
| ચતુર્થી | चन्द्रमसे | ,, | चन्द्रमोभ्यः |
| પંચમી | चन्द्रमसः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | चन्द्रमसोः | चन्द्रमसाम् |

*वस्‌ની પૂર્વે જો કોઈ નામમાં इ આવ્યો હોય તો व નો उ થયો હોય ત્યારે, તે इ લોપાય છે. ઉ. योदिवस्—योदुषः (દ્વિ. બહુ.)

| | | | |
|---|---|---|---|
| સપ્તમી | चन्द्रमसि | चन्द्रमसोः | चन्द्रमःसु-स्सु |
| સંબોધન | चन्द्रमः | चन्द्रमसौ | चन्द्रमसः |

### विद्वस् પુલ્લિંગ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | विद्वान् | विद्वांसौ* | विद्वांसः |
| દ્વિતીયા | विद्वांसम् | ,, | विदुषः† |
| તૃતીયા | विदुषा | विद्वद्भ्याम् | विद्वद्भिः |
| ચતુર્થી | विदुषे | ,, | विद्वद्भ्यः |
| પંચમી | विदुषः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | विदुषोः | विदुषाम् |
| સપ્તમી | विदुषि | ,, | विद्वत्सु |
| સંબોધન | विद्वन् | विद्वांसौ | विद्वांसः |

### श्रेयस् પુલ્લિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | श्रेयान् | श्रेयांसौ | श्रेयांसः |
| દ્વિતીયા | श्रेयांसम् | ,, | श्रेयसः |
| તૃતીયા | श्रेयसा | श्रेयोभ्याम् | श्रेयोभिः |
| ચતુર્થી | श्रेयसे | ,, | श्रेयोभ्यः |
| પંચમી | श्रेयसः | ,, | ,, |
| ષષ્ઠી | ,, | श्रेयसोः | श्रेयसाम् |
| સપ્તમી | श्रेयसि | ,, | श्रेयःसु-स्सु |
| સંબોધન | श्रेयन् | श्रेयांसौ | श्रेयांसः |

### मन નપુંસક લિંગ.

પ્ર૦ દ્વિ૦ અને સં૦ मनः मनसी मनांसि

બાકીનાં રૂપ चन्द्रमस् પ્રમાણે.

---

* પદના અંગમાં જો न् ની પછી श्, ष्, स કે ह् આવે તો તેન્ નો અનુસ્વાર થાય છે.

† પૃ. ૯૨ ટીપ ● જુઓ.

## तस्थिवस् નપુંસકલિંગ.

પ્ર. દ્વિ. અને સં. तस्थिवत् तस्थुषीऽ§ तस्थिवांसि

બાકીનાં રૂપ विद्वस् પ્રમાણે.

## अर्चिस् સ્ત્રીલિંગ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | अर्चिः | अर्चिषौ | अर्चिषः |
| દ્વિતીયા | अर्चिषम् | ,, | अर्चिषः |
| તૃતીયા | अर्चिषा | अर्चिर्भ्याम् | अर्चिर्भिः |
| ચતુર્થી | अर्चिषे | ,, | अर्चिर्भ्यः |
| પંચમી | अर्चिषः | अर्चिर्भ्याम् | अर्चिर्भ्यः |
| ષષ્ઠી | ,, | अर्चिषोः | अर्चिषाम् |
| સપ્તમી | अर्चिषि | ,, | अर्चिःषु-ष्षु |
| સંબોધન | अर्चिः | अर्चिषौ | अर्चिषः |

### શબ્દો

अभ्यूषिवस् વિશે. વસેલું.
कनीयस्* વિશે. વધારે નાનું.
चक्षुस् ન. ચક્ષુ, આંખ.
चन्द्रमस् પુ. ચંદ્રમાં, ચંદ્ર.
छन्दस् ન. છંદ, વેદ.
ज्यायस्* વિશે. વધારે મોટું.
तपस् ન. તપ.
तमस् ન. અંધકાર, અંધારું.
तस्थिवस् વિશે. ઉભેલું.
तेजस् ન. તેજ, તાપ.
दिवौकस् પુ. દેવ, સ્વર્ગમાં રહેનાર.
दुर्वासस् પુ. એક ઋષિનું નામ.
धनुस् ન. ધનુષ્ય, કામઠું.
नभस् ન. આકાશ.

---

§ वस અંતવાળાંનામોનું સ્ત્રીલિંગ અંગ, નપુંસકલિંગની પ્રથમા, દ્વિતીયા, અને સંબોધનના આ દ્વિવચન જેવું હોય છે. ईयस् અને एयस् અંતવાળાં વિશેષણોનું સ્ત્રીલિંગ અંગ માત્ર ई ઉમેરવાથીજ થાય છે.

* આ નિશાનીવાળા શબ્દનાં રૂપ श्रेयस પ્રમાણે થાય છે.

पयस् ન. પાણી.
प्रेयस् વિશે. વધારે પ્રિય, વહાલું.
भूयस् વિશે. વધારે મોટું.
मनस् ન. મન.
यशस् ન. યશ, જશ, કીર્તિ
रक्षस् ન. રાક્ષસ.
रजस् ન. રજ, ધુળ, પરાગ.
वक्षस् ન. છાતી.
वचस् ન. વચન.
वनौकस् વિશે. વનમાં રહેનાર.
वयस् ન. વય, ઉમર.
वासस् ન. વસ્ત્ર, લુગડું, કાપડું.
विद्वस् વિશે, વિદ્વાન, ભણેલું.
वेधस् પુ. બ્રહ્મા.
शिरस् ન. શિર, માથું.
श्रेयस् વિશે. વધારે ચઢતું, આબાદ.
सरस् ન. સરોવર.
हविस् ન. બળિદાન.

---

अधर्म પુ. અધર્મ, પાપ.
अनन्तरम् (અવ્યય) પછી.
अभूमि સ્ત્રી. અવિષય, અગોચર.
अविचलित (अ+विचलित વિ+चलનું ભૂ. કૃદંત) સ્થિર, હાલે ચાલે નહિ એવું.
कण्टक પુ. ન. કાંટો.
कीचक પુ. વિરાટ રાજાના સેનાપતિનું નામ.
कुश પુ. રામના પુત્રનું નામ.
कृत (कृ નું ભૂ. કૃ.) કરાયેલું, કરેલું.
कृते (અવ્યય) માટે, સારૂ, વાસ્તે.
गुणिन् વિશે. ગુણી, ગુણવાન.
जीर्ण (जॄ નો ક. ભૂ. કૃ.) જીરણ-જૂનું.
दरिद्र વિશે. દરિદ્ર, ગરીબ.
दारुण વિશે. ભયંકર.
द्वारका સ્ત્રી. એક શહેરનું નામ.
नव વિશે. નવું.
निश्चेष्ट વિશે. સ્તબ્ધ, સ્થિર, નિશ્ચળ.
परिहित (परि+धा નો કર્મણિ ભૂત કૃ.) પહેરેલું.
पूजास्थान ન. પૂજાનો વિષય, સત્કાર કરવા લાયક વસ્તુ.
प्रियंवदा સ્ત્રી. શકુન્તલાની સખીનું નામ.
भगीरथ પુ. એક સૂર્યવંશી રાજા.
महाराज પુ. મોટો રાજા.
लिङ्ग ન. જાતિ, (સ્ત્રી વર્ગ કે પુરૂષ વર્ગ.)
वर પુ. વરદાન, બક્ષિસ, પ્રસાદ.
शाखा સ્ત્રી. શાખા, ડાળ, ડાળી.
श्वेत વિશે. સફેદ, ધોળું.
संतप्त (सम्+तप् નું ભૂ. કૃ.)

तपेलो, तापथी બળેલો.
सहसा (અવ્યય) એકદમ, એકાએક.
हरण ન. હરણ, લઈ જવું તે.
प्र+अस् ગ. ૪ પરસ્મૈ. નાખવું.
वि+आप् વ્યાપવું. છાઈ રહેવું.
उद्यत् (उद्+यत् નું વ. કૃ.) ઉગતું.
व्रज् ગ. ૧. પરસ્મૈ. જવું.
आ+श्रि ગ. ૧, ઉભયપદ, આશ્રય લેવો, આધાર રાખવો.
आ+हृ આહાર કરવો, ખાવું; યજ્ઞ કરવો.

વાક્યો.

मुनयो वनौकसोऽभवन् ।
देवान् दिवौकसो वदन्ति ।
कनीयांसं भ्रातरमाहूय ।
कुशो लवस्य ज्यायान् भ्राता ।
प्रयसो जनान् स्मरति कृष्णः ।
उद्यन्तं चन्द्रमसं प्रेक्षस्व ।
तमोभिर्नभो व्याप्यते ।
वाससी परिहिते कन्यया ।
श्रेयसे यतते ।
शत्रूञ्शिरस्सु प्रहरति ।
मनसा हरिं व्रजति ।
तपसां फलमनुभवतु ।
दुर्वासाः पाण्डवानां वसतिमगच्छत् ।
भूयांसोऽत्र धान्यस्य राशयो वर्तन्ते ।
रामो रक्षांसि हत्वा यशोऽविन्दत ।
गङ्गायाः पयांसि श्वेतानीति श्रूयते ।
विद्वद्भिरुपदिष्टो दशरथो यज्ञमाहरत् ।
भीमेन वक्षसि ताडितः कीचकोऽमुह्यत् ।
बहूनि हवींष्यग्नौ प्रास्यति ।
नगरस्य समीपे तस्थिवद्राजसैन्यमपश्यम् ।
सूर्यस्य तेजसा संतप्तः पान्थश्छायामाश्रयते ।
द्वारकामध्यूषुषो जनस्य संपदो *मनसोऽप्यभूमिरभवन् ।

* એટલે કે, તે લોકોની સંપત્તિ મનની કલ્પનામાં પણ આવી ન શકે એટલી બધી હતી; તેઓની સંપત્તિ અત્યંત હતી.

वसिष्ठस्य वचांसि श्रुत्वा विश्वामित्रेण सह रामस्य गमनं दशरथोऽन्वमन्यत ।

गुणाः पूजास्थानं गुणिषु न लिङ्गं न च वयः ।

कैकेय्या दारुणं वचः श्रुत्वा महाराजो दशरथः सहसा भूमावपतन्निश्चेष्टश्चाभवत् ।

હરિએ વાણીવડે માને શાન્ત કરી.

નારાયણનો નાનો ભાઇ કાશીમાં છે.

પાણિનિ વેદોને "છંદસ્" કહે છે.

પવન ફુલોમાંથી પરાગ લાવે છે.

રાજાની કીર્તિ પૃથ્વી ઉપર પસરે.

પ્રિયવંદા દુર્વાસા પાસે† ગઇ અને તેની માફી માગી.

હરિએ (પોતાની)આંખોવડે સારથિને ઘોડા હાંકતો જોયો.

રામની નાનાભાઇઓવડે સેવા થઇ.

વનમાં રહેનારા ઋષિઓના મઠો ઝાડોના ડાળાં અને પાંદડાંના કરવામાં આવ્યા હતા.

ભગીરથે બ્રહ્માને (પોતાનાં) તપ વડે ખુશ કર્યો.

સરોવરોનાં પાણીમાં કમળો છે.

રાજા વિદ્વાનોને પૂજે છે.

જેમ માણસ જૂનાં કપડાં તજી દેછે અને નવાં ધારણ કરે છે, તેમ જીવ જૂનાં શરીર તજે છે અને નવામાં પેસે છે.

રઘુએ ધનુષ્ય અને બાણવડે પૃથ્વીને જીતી.

અગ્નિમાં નંખાએલાં બળિદાન અગ્નિવડે દેવતાઓ પાસે* લેઇ જવાય છે.

જે લોકો અયોધ્યામાં રહેતા, તેઓ સુખી હતા.

પ્રકાશ પછી અંધકાર આવે છે, અને અંધકાર પછી પ્રકાશ આવે છે.

કાંટાઓ ઉપર જાગ છોડી દેઇને પક્ષીઓ આકાશમાં ઉડ્યા.

દરિદ્ર લોકોનું ધન હરણ કરવામાં ઘણું મોટું પાપ છે.

યોદ્ધાઓ કીર્તિને સારૂ મૃત્યુને પણ ગણકારતા નથી.

નાનો ભાઇ મોટા ભાઇની પાછળ ચાલ્યો.

---

† દ્વિતીયા વિભક્તિ વાપરવી.

* ચતુર્થી વિભક્તિ વાપરવી.

દેવો પાસેથી ઘણાં વરદાનો તેણે મેળવ્યાં.
પ્રમાણિક માણસોને (પોતાના) જીવ કરતાં સત્ય વધારે પ્રિય હોય છે.
સ્થિર મનથી (પોતાના) ભક્તો વડે ઇશ્વર શોધાય છે.
વિદ્વાન માણસ સર્વત્ર પૂજાય છે.

## સવાલ.

૧. अस्, इस्, ईयस्, અથવા यस्, અને वस्, અંત-વાળાં નામોનાં રૂપો સરખાવો.

૨. वस्‌ના वનું उ ક્યારે થાયછે? અને તેમ થતાં પૂર્વની इનું શું થાય છે?

૩. वस् અને ईयस् અથવા यस् અંતવાળાં નામોનાં સ્ત્રીલિંગરૂપ શા રીતે થાય છે?

૪. નીચેનાં નામોનાં રૂપો લખોઃ—

नभस्, धनुस्, जग्मिवस्, ज्यायस् पयस्, चकृवस्, लघीयस्, चक्षुस्, वनौकस् (પુ., સ્ત્રી.), सेदिवस् ઇ. (વિશેષણો હોય તે ત્રણે લિંગમાં લખવાં.)

---

# भाग ११ मो.

## પાઠ ૨૮ મો.

### વિધ્યર્થ.

પરસ્મૈપદ પ્રત્યય *

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પુ. ૧ | ईयम् | ईव | ईम |

* વિધ્યર્થના પ્રત્યય હ્યસ્તન ભૂતકાળના જેવાજ છે. અપવાદ માત્ર નીચે પ્રમાણે છેઃ—પરસ્મૈપદ પુ. ૩. બ. વ પ્રત્યય अन्‌ને બદલે उस् છે. અને આત્મનેપદ પુ ૩ બ. વ., પુ ૧ એ. વ. અને પુ.૨ અને પુ.૩નાં દ્વિ. વ. ના

| | | | |
|---|---|---|---|
| પુ. ૨ | ईस् | ईतम् | ईत |
| પુ. ૩ | ईत् | ईताम् | ईयुस् |

આત્મનેપદ પ્રત્યય.

| | | | |
|---|---|---|---|
| પુ. ૧ | ईय | ईवहि | ईमहि |
| પુ. ૨ | ईथाः | ईयाथाम् | ईध्वम् |
| પુ. ૩ | ईत | ईयाताम् | ईरन् |

વિધ્યર્થના પ્રત્યયો, ધાતુમાં વિકરણ ઉમેર્યા પછી લગાડાય છે. अस् અને अद्નાં વિધ્યર્થરૂપો બીજી ચોપડીમાં આપ્યા છે.

वस् પરસ્મૈ.

| | | | |
|---|---|---|---|
| પુ. ૧ | वसेयम् | वसेव | वसेम |
| પુ. ૨ | वसेः | वसेतम् | वसेत |
| પુ. ૩ | वसेत् | वसेताम् | वसेयुः |

युध् આત્મને.

| | | | |
|---|---|---|---|
| પુ. ૧ | युध्येय | युध्येवहि | युध्येमहि |
| પુ. ૨ | युध्येथाः | युध्येयाथाम् | युध्येध्वम् |
| પુ. ૩ | युध्येत | युध्येयाताम् | युध्येरन् |

વિધ્યર્થ (૧) સંભવ, આજ્ઞા, પ્રાર્થના, ઇચ્છા, આશા, ઇત્યાદિ બતાવે છે; (૨) વળી તેવા અર્થના પેટા વાક્યોમાં પણ વપરાયછે; (૩) તેમજ જેમાંનું એક વાક્ય બીજા વાક્ય ઉપર આધાર રાખતું હોય, અને હેતુ કે શરત બતાવતું હોય તેવાં સાંકેતિક* વાક્યમાં પણ વપરાય છે.

---

પ્રત્યયો ઉન્ત, इ, इताम् અને इथाम्ને બદલે रन्, अ, आताम् અને आथाम् છે. આ પ્રત્યયોમાં વ્યંજનાદિ પ્રત્યયોની પૂર્વે ई અને સ્વરાદિ પ્રત્યયોની પૂર્વે ईय् ઉમેરાય છે, એટલો ફેર છે.

* ક્રિયાતિપત્ત્યર્થનાં સાંકેતિક વાક્યો આમાંથી બાતલ કરવાં.

## શબ્દો.

**अध्वखेद** પુ. (**अध्वन्** પુ. રસ્તો, અને **खेद** પુ. ખેદ, થાક.) મુસાફરીનો થાક.

**अनुरञ्जन** ન. પ્રસન્ન કરવું તે.

**अपण्डित** પુ. અભણ માણસ.

**अपाय** પુ. અપાય, ઇજા.

**अभिभूत** ( **अभि** ઉપ. + **भूनुं** ભૂ. કૃ.) હરાવાયલું, જીતાયલું.

**अहित** ન. હિત નહિ તે, નુકશાન.

**आवरण** ન. આચ્છાદન, અંતરાય, ઢાંકવું તે.

**उत** (અવ્યય) અથવા.

**क्लृप्** ગ. ૧, આત્મને, સમર્થ થવું.

**क्षुद्र** વિશે. હલકું, નજીવું, તુચ્છ.

**अव** ( ઉપ. ) + **गाह्** ગ. ૧, આત્મને. ન્હાવું.

**जायापती** પુ. દ્વિ. વ. વરવહુ.

**तप्** ગ. ૧, પરસ્મૈ. તપવું, પ્રકાશવું.

**तमिस्रा** સ્ત્રી. રાત્રિ.

**तृषित** વિશે. તરસ્યું.

**दारिद्र्य** ન. દળદર, ગરીબ હાલત.

**दीन** વિશે. દીન, કંગાલ, ગરીબ.

**दुर्दशा** સ્ત્રી. ખરાબ દશા, અવદશા, માઠી હાલત.

**द्रुह्** ગ. ૪, પરસ્મૈ. દગો દેવો.

**धीर** વિશે. ધીરજવાળો, ડાહ્યો.

**नीवैराख्य** વિશે. ( **नीवैस्** અને **आख्या** સ્ત્રી. નામ. ) જેનું **नीवैस्** નામ છે તે.

**न्यायसभा** સ્ત્રી. ( **न्याय** પુ. ઇનસાફ અને **सभा** સ્ત્રી. કચેરી ) ઇનસાફની કચેરી.

**निस्** (ઉપ)+**पद्** ( **निष्पद्** )* નિપજવું.

**परकीय** વિશે. પારકું.

**प्रतिहत** (**प्रतिहन्**નું કર્મણિભૂત કૃદંત ) અડચણમાં આવેલું, અટકાવેલું.

**प्रथमसुकृत** ન. (**प्रथम** વિશે. પહેલું, પૂર્વનું, અને **सुकृत** ન. સત્કર્મ) પૂર્વનું સત્કર્મ.

**प्राप्त** ( **प्र**+**आप्** નો ભૂ. કૃ. ) પામેલું, પહોંચેલું.

**बहिस्** (અવ્યય) બહાર.

**भागीरथी** સ્ત્રી. ગંગા.

**भूरि** વિશે. બહુ.

---

* પૃ. ૯૨ ની ટીપ * જુઓ.

